# બાંધ્યા વિવાહ
## - એક વિવાદ

લેખક
**ડૉ. મંગુભાઈ રા. પટેલ**
એમ. એ. પીએચ.ડી.
મંત્રી, સર્વવિદ્યાલય કેળવણી મંડળ, ગાંધીનગર
નિવૃત્ત રીડર, ઇતિહાસ વિભાગ
ગુજરાત યુનિવર્સિટી - અમદાવાદ

પ્રકાશક
**શ્રી પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ**
૦૨, કલિંગ કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯



**Bandhya Vivah - Ek Vivad**
By *Dr. Mangubhai R. Patel*



પ્રકાશક
**શ્રી પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ**
૦૨, 'કલિંગ', માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯

પ્રથમ આવૃત્તિ : જૂન ૨૦૦૫

કિંમત : ૨૦૦/=

મુદ્રક :
હરેશ પટેલ
પ્રિન્ટોગ્રાફ
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ,
માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે, બાટા શો-રૂમ પાછળ,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

## અર્પણ

સુધારાના સમરાંગણમાં ખપી ગયેલા ખમીરવંતા વીરલાઓ અને સુધારાના યજ્ઞમાં ખપી જવાની તમન્ના રાખનાર સૌ સુધારક યુવક-યુવતીઓને—

ડૉ. મંગુભાઈ પટેલ

## અનુક્રમ

# પ્રસ્તાવના

મેકન જ્યોર્જિયા (અમેરિકા) કડવા પાટીદાર સમાજના આંશિક આર્થિક સહયોગથી પ્રગટ થતું **'બાંધ્યા વિવાહ' - એક વિવાદ** નામનું દસ્તાવેજી પુસ્તકરૂપિ નજરાણું તમારા હાથમાં મૂકતાં ભાવિવભોર બની આનંદ અનુભવું છું.

ઇતિહાસ હવે કોઈ કલ્પના, સ્વપ્નદર્શન કે મનોરંજનનો વિષય રહ્યો નથી. કોઈ પણ પ્રજાના વિકાસનો અભ્યાસ કરવો હોય તો તેના મૂળ સુધી જવું પડે. ઇતિહાસમાં જીવનદર્શન કરાવવાની ક્ષમતા છે. પોતાના ઉજ્જ્વળ ભવિષ્યની કેડી તેને ભૂતકાળની ભૂલોમાંથી માર્ગદર્શન પ્રાપ્ત થાય છે. હવે ઇતિહાસમાં કેન્દ્રસ્થાને રાજા મહારાજાઓની જગ્યાએ 'સામાન્ય માનવી' આવી ગયો છે. ઇતિહાસનાં નવાં પરિમાણો બદલાવાની સાથે જ્ઞાતિ, કુટુંબો, રીતરિવાજો, રહેણીકરણી, મુખ્ય વ્યવસાય સમયે સમયે આવેલા પરિવર્તનો ચડતી-પડતી જ્ઞાતિ આગેવાનોની હૂંસાતૂંસી તેમની જડતા, કુરિવાજો, અંધશ્રદ્ધા, વ્હેમ આગેવાનોની જ્ઞાતિ પર પકડ, સુધારાવાદીઓનું વલણ.

આ પુસ્તકમાં આઠિયાઓની હઠીલાઈ, ઊંઝાના નેતાઓની સંકુચિતતા, આગેવાની અને ન્યાત શેઠાઈના દાવા - પ્રતિદાવા, માતાજીના નામે ચાલતી અંધશ્રદ્ધા, અજ્ઞાન ભોળી પ્રજા, બ્રાહ્મણોના કાવાદાવા, ગાયકવાડી શાસન, બ્રિટિશ અમલદારોનો સાથ, પાટડી દરબારોનું ઉદાર વલણ અને સુધારાવાદીઓનું મક્કમ વલણ વગેરે બાબતોની માત્ર 'બાંધ્યાવિવાહ'નો વિષય લઈ ચર્ચા કરી છે. **સુપડિયા લગ્ન, એક તિથિના લગ્ન કે બંધુકા વિવાહથી પણ ઓળખાતા. દર દશ વર્ષે આવતા.**

કુલીનશાહીના મોહમાંથી જન્મધારણ કરતાં કુરિવાજો, દૂધપીતી કરવાની ચાલ, કન્યાવિક્રય, સાટાં-તેખડાં, ચાંલ્લા, ન્યાતવરો, અનેક સ્ત્રીઓ કરવી, બાળલગ્ન, દહેજ અને એક તિથીના લગ્ન મહત્ત્વના હતા.

કડવા પાટીદારોનો ઇતિહાસ અદ્ભુત છે એમાં નવાઈ નથી, વળી એ ઇતિહાસ અદ્ભુત છે કે નહિ તેની ખાતરી જ્ઞાતિના કેટલાક અપ્રગટ ઇતિહાસ



વાંચવાથી થાય. આવું અપ્રગટ ઐતિહાસિક સત્યની, જ્ઞાનની ક્ષિતિજો ખોલવાનું કામ મારા સહભાગે આવ્યું.

ગુજરાતમાં ૧૯મી સદીમાં જ્યારે જ્ઞાતિ સુધારાની બિલકુલ હિલચાલ નહોતી ત્યારે સ્વ. રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ, સી.એસ.આઈ. (ઈ.સ. ૧૮૧૮-૧૮૮૯)એ શરૂ કરી. તેઓશ્રી વ્યવહારિક સુધારાના સ્તંભરૂપ ગણાતા હતા, તેમણે પાટીદાર જ્ઞાતિમાં બાળલગ્નનો અનિષ્ટ પ્રચાર ચાલી રહ્યો હતો તેને નિર્મૂળ કરવાને કમર કસી હતી. કહેવાતાં કૂળવાન કુટુંબો ચાંલ્લા - પહેરામણીને નામે જુલ્મી રીતે મોટી મોટી રકમો પડાવતા તેના ઉપર સતત અંકુશો મૂકવાનો - મુકાવવાનો તેમણે નિશ્ચય કીધો હતો. તેઓ લેજીસ્લેટીવ કાઉન્સિલના મેમ્બર હતા. તેમણે ૧૮૭૦નો યાદગાર 'પુત્રી રક્ષકનો કાયદો' પાસ કરાવ્યો.

આ મહાન વિભૂતીના જીવનવૃત્તાંત પર હું પીએચ.ડી. કરતો હતો ત્યારે સંશોધન અર્થે મારે અમદાવાદની ગુજરાત વિદ્યાસભા, ગુજરાત વિદ્યાપીઠ, સૂરતની એન્ડ્રુજ, વડોદરાનું પ્રાચ્ય મંદિર, ભાવનગરની કણબીવાડની અને બટલર, ખેડાની હેડો, રાંદેર વગેરેના પુસ્તકાલયો, તેમજ મુંબઈ મહારાષ્ટ્ર દફતર ભંડાર દિલ્હી રાષ્ટ્રીય દફતર ભંડાર. જ્ઞાતિપત્રો, વર્તમાન દૈનિકપત્રોમાંથી આ રિવાજ અને બીજા રિવાજો વિષેની ઘણી સમગ્રી મળી તે ભેગી કરી તેની યોગ્ય રીતે માવજત કરી પુસ્તકરૂપે આપની સમક્ષ મૂકી છે. **ક્ષીરનીર જુદું કરવાની તમારામાં સમતા છે જ.** પારસી પંચ, મુંબઈ સમાચાર, ગુજરાત પંચ, આર્યપ્રકાશ, સાંજ વર્તમાન અને અન્ય હસ્તપત્રિકાઓમાં આ રિવાજ અને આગેવાનોના ગપગોળા, બ્રાહ્મણોનું વર્ચસ્વ, નબળા આગેવાનોના પક્ષપલટા, અંધશ્રદ્ધા, વ્હેમ, આક્ષેપબાજી અને માતાજીના નામે ચાલતા પ્રપંચની વાતો આ સાહિત્યમાં કરવામાં આવી છે. ઈ. સ. ૧૯૨૩માં હીરાલાલ વસંતલાલ જે સમાજ સુધારક હતા. તેમણે લખેલ **કડવા-કણબી-પાટીદારોના લગ્નનું સાહિત્ય, યાને મુર્ખાઓનું પ્રદર્શન** (પટેલપોથી નંબર બે) જર્જરિત હાલમાં વિદ્યાપીઠમાંથી મળ્યું, રાંદેરની લાઈબ્રેરીમાં તેની હાલતમાં અડધું પુસ્તક મળ્યું, તે મને ખપ લાગ્યું. બાળલગ્ન નિષેધ (૧૯૦૧), રોવા કૂટવાનો ચાલ (૧૯૧૩), કડવા પાટીદાર સુધારકપત્ર (૧૮૯૨), કથનાવલી (૧૮૫૧), કડવા કણબી વિશે નિબંધ (૧૮૫૪), બાળલગ્ન બત્રીસી (૧૮૯૧), કૈડવાઓની દેવી બોલી

(૧૮૯૮), પાટીદાર સુબોધ સંગ્રહ જેવા પુસ્તકો મળતાં મને શેરડીનો વાઠ મળ્યો. હોય એટલો આનંદ થયો.

પાટડી દરબારશ્રી જોરાવરસંઘજી કુબેરસંઘજીએ કઈડવા કણબીની નાતમાં દીકરીઓના સરક્ષણ સારુ (ઈ.સ. ૧૮૬૯) નિયમો ઘડ્યા હતા. દરબારશ્રી સુરજમલજીએ આ વિવાહમાં સમાધાન કરાવવા માટે અનેક સંમેલનો બોલાવ્યા હતા.

આ બધું વાંચીને કેટલાકને નાકનું ટેરવું ચડી જશે, કેટલાક ગૌરવ લેશે. આપણે ક્યાં હતા અને ક્યાં આવી ગયા. સુધારકોને મુબારકબાદી આપશે. આવા કપરા સંજોગોમાં તેમણે સુધારાના સમરાંગણમાં ખપી જવાની તૈયારી રાખી. પાટીદાર જ્ઞાતિના કટ્ટર શત્રુને પણ કબૂલ કરવું પડશે કે આ જ્ઞાતિમાં પ્રતિભા છે. પ્રતાપ છે, પ્રબળ શક્તિ છે.

પટેલોની આજ ઉજળી છે. પણ નવા સ્વરૂપે બિલ્લીપગે પ્રવેશ કરતા કુરિવાજો સામે કોઈ નેતા 'રૂક જાઓ' એમ કહેનાર નહિ મળે અથવા યુવક-યુવતીઓ મેદાનમાં નહિ આવે તો આપણે પુનઃ એકડો ઘૂંટવાનો વખત આવશે. મહેમાનગતિ અને પદભૂખ્યા મોટાઈના મોહવાળા આગેવાનોની શી વલે થઈ તેનો ઈતિહાસ આ પુસ્તકમાં કંડારાયેલો છે. પટેલ શીરાભૂખ્યો તો હતો પણ આજકાલ પદ અને પદવીનો ભૂખ્યો બન્યો છે.

સામાજિક વ્યવહારોમાં હજીએ દંભ અને ધનનું સામ્રાજ્ય પ્રવર્તે છે. આ સંદર્ભે સોક્રેટિસની શીખ માનવા જેવી છે. **દુનિયામાં માનપૂર્વક જીવવા માટેનો ટૂંકોને ખાતરીભર્યો માર્ગ આપણે જેવા છીએ તેવા જ દેખાઈએ એમાં રહેલો છે, દંભી બચાવ કરતાં ઈમાનદાર એકરાર પ્રશસ્ય ગણાય. દીવો હોલવીને સુખની શોધ આપણે ક્યાં સુધી કરી શકીશું? પડઘાઓ કોઈ દિવસ ઝાઝુ જીવતા નથી.**

આવી રહેલા નવા કુરિવાજોના ઉકેલમાં કે અટકાવવા માટે આપણે રસ નહિ લઈએ તો તો હું તો કહીશ કે આપણે દંભી નેતા છીએ અને નવા કુરિવાજોના પક્ષકાર છીએ. આપણી અનેક સમસ્યાઓ અગ્નિકુંડની જેમ આપણને દઝાડી રહી છે. ધ્યાન રહે કે અગ્નિકુંડમાં ગુલાબ ઉગતાં નથી.

૨૧મી સદીના સામાજિક અને આર્થિક પરિબળોને સમજીએ અને આપણા પ્રાથમિક સમૂહોમાંથી આપણે પ્રાપ્ત થયેલા આદર્શોને બૃહદ્ સામાજિક



જીવનમાં વ્યાપક બનાવવાનો ભગીરથી પ્રયત્ન કરીએ. આપણું મન પૂર્વગ્રહોથી મુક્ત રહી શકે તેવું ખુલ્લું ને ગગનગામી બનાવીએ પરિવર્તનનો માર્ગ લાંબો હશે, પણ આશા તજી દેવાનું કારણ નથી. આજની ઉથલપાથલોમાં પાટીદારોનું કલ્યાણ જ થવાનું છે એટલી આશા રાખવા જેટલો હું આશાવાદી છું.

કોણ જાણે કેટલી સદીઓથી ભારતની અન્ય જ્ઞાતિઓ સાથે ગુજરાતીનો 'પાટીદાર' નામે ઓળખાતો ધરતીનો જાયો પોતાના માદરે વતનથી દૂર દૂર દેશ-વિદેશ પૃથ્વીપટે પેટિયું રળવા વિચરતો અને વિસ્તરતો રહ્યો છે. એડન, પૂર્વ મધ્ય, ફિઝી, દક્ષિણ આફ્રિકા અહીં તહીં અથડાતો કૂટાતો છેલ્લે હવે અમેરિકા, કેનેડા યુ. કે. વગેરે દેશોમાં છેલ્લા ત્રણ ચાર દાયકાઓની મથામણો કરી કાળી મજૂરી કર્યા બાદ કંઈ સ્થિર થયો છે. વિદેશોમાં વિસ્તૃત ગુજરાતી સમાજના ગુણદોષો સહિત સ્વભાવથી જ આખાબોલો કડવો રહ્યો છે. બંધુત્વની લાલસાથી જીવે છે. જ્ઞાતિની આવી મોટી સંસ્થાઓની સ્થાપના કરી છે. વિદેશની ભૂમિ પર મેકન જ્યોર્જિયા (અમેરિકામાં) પુરુષાતની કડવા પાટીદારોએ સૌપ્રથમ મા ઉમાનું મંદિર પ્રસ્થાપિત કર્યું છે. મા ઉમાના સંતાનો માટે ગૌરવની વાત છે.

મુ. શ્રી જયંતીભાઈના સહકારથી આ બધું શક્ય બન્યું છે; તેઓ મારા સાચા માર્ગદર્શક છે. તેઓનો ઉદ્દેશ સમાજ સેવા છે. સાથે સારું સાહિત્ય ઘર ઘર પહોંચે તેવી નેમ છે.

આ દસ્તાવેજી પુસ્તકનું પ્રકાશન કરવા માટે મેકન જ્યોર્જિયાના કડવા પાટીદાર સમાજનાં સમગ્ર કારોબારી અને પદાધિકારીઓ પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરું છું. ચીવટથી છાપકામની માવજત કરવા બદલ ભાઈશ્રી હરેશ અને નયનનો આભાર માનું છું. પાટીદાર જ્ઞાતિની દરેક વ્યક્તિમાં સમષ્ટિનું પ્રતિબિંબ સદૈવ પડતું રહો એવી રૂડી અને રૂપકડી અપેક્ષાને આશા સાથે જ.

અખાત્રીજ
૧૧-૫-૨૦૦૫

*ડૉ. મંગુભાઈ પટેલ*
૪૩૨/બી મંથન ટ્વીન્સ
આલય-તન્મય ફ્લેટની બાજુમાં
બોડકદેવ, અમદાવાદ-૫૪
ફોન : ૨૬૮૪૧૪૪૦

**૧**

# કૈડવાની દેવી બોલી !

*[આ નામનો લેખ મુંબઈથી પ્રગટ થતા 'ગુજરાતી' નામના અઠવાડિકમાં આજથી ૧૦૯ વર્ષ પૂર્વે પ્રસિદ્ધ થયો હતો. તેમાં એક તિથિના લગ્નનો જે સંપૂર્ણ ઈતિહાસ રજૂ થયો છે તે પ્રત્યક્ષ અનુભવનો છે એમ એક તિથિના લગ્નની પોલ જાણનારા કહે છે. આ લેખ જ્ઞાતિના કોઈ પણ માસિકમાં છપાયો હોય એવું અમારી જાણમાં નથી. તેથી ભુંસાઈ ગયેલી 'એક તિથિના લગ્ન'ની પ્રથાનો ઈતિહાસ આજની અને આવતી કાલની પાટીદાર પ્રજા માટે જાળવી રાખવા આ લેખ છાપ્યો. આ લેખ વાંચતાં સ્પષ્ટ રીતે જણાઈ આવશે કે આ પ્રથા બ્રાહ્મણોએ પોતાના પાપી પેટ માટે કેવી રીતે ઉપજાવી, કેવી રીતે પાટીદારોની અજ્ઞાનતા અને અંધશ્રદ્ધાનો માતાના ઓઠા તળે ઉપયોગ કરી આ તરકટી પ્રથાને હાંકે રાખતા અને કેવી રીતે આ પ્રથા પ્રત્યે વ્હેમ લાવનારને માતાજીનો પ્રકોપ વ્હોરવો પડતો તેની બનાવટી વાતો ઉડાવતા.*

*જેનામાં વિચાર કરવાની સહેજ પણ અક્કલ છે તે તો જરૂર આ લેખ વાંચીને આપણા વડીલોની અજ્ઞાનતા માટે દયા ખાશે જ અને જે સમાજ સુધારકોએ આ તરકટી પ્રથાને ઉઘાડી પાડી તેને તોડી પાડવામાં સફળ પ્રયત્નો આદર્યા હતા તેમની પ્રત્યે આભારની લાગણીથી જોશે. - ડૉ. મંગુભાઈ પટેલ]*

કૈડવા કણબીની નાત ગુજરાતમાં તથા માળવામાં થોડી છે. નાત સમસ્તનાં લગ્ન એક દિવસે થાય છે. જે દિવસ દસ વર્ષે મુકરર થયેલા દિવસને તે જ દિવસે નાનાં-મોટાં સર્વે છોકરાં પરણે છે. મુકરર થયેલા દિવસને લગ્નદિવસ કહે છે અને તેથી આઠમા દિવસને માંડવ રાત કહે છે. લગ્નને દિવસે કોઈ છોકરાં કાંઈ નહિ દૂર થઈ શકે એવાં કારણથી પરણવાનાં બાકી રહી જાય છે તે આ માંડવ રાતે પરણે છે. નાત સમસ્તના ઘણાંખરાં અજ્ઞાન માણસોના- ફક્ત થોડા જ બાદ કરતાં - બધા અજ્ઞાનના સમજવા અને જાણવામાં છે કે નાતની કુળદેવી ઉમિયા માતા બોલીને લગ્નનો દિવસ કહે છે. વળી કેટલાક સમજે છે કે માતા બોલે છે ત્યારે માતાના દેવળના કમાડ આપોઆપ ઊઘડી જાય છે. આ તેમની કુળદેવી ઉમિયા માતાનું સ્થાનક અને દેવળ ઊંઝા ગામમાં છે, જે ગામ ગાયકવાડ સરકારના તાબાનું હોઈ પાટણ તાલુકામાં આવેલું છે.



કૈડવા કણબીની નાતમાં લગ્ન કેવી રીતે નિર્ધારવામાં આવે છે તે બિના તે નાત સમસ્તના તથા બીજી નાતોનાં લોકોના જાણવામાં પૂર્ણ નહિ હોવાથી આ વખતે તે બિના જાણવાને કાંઈક ઉપયોગી થશે એમ જાણીને જણાવી છે.

સંવત ૧૯૩૬ની સાલમાં સદર નાતનાં છેલ્લાં લગ્ન થયાં હતાં જેને આ દસમું વરસ ચાલે છે. ચાલતા માગસર મહિનાની સુદ ૧૨ ને બુધવારના દિવસે સિદ્ધપુરથી ૨૦ ને આશરે બ્રાહ્મણો અત્રે ઉમિયા માતામાં આવ્યા હતા. તેઓને દસ દિવસ સુધી માતાના ખર્ચે પાકી રસોઈ જમાડવામાં આવી હતી. આ બ્રાહ્મણોને હર વખતે આ પ્રમાણે આવીને જમવાનો હક છે. વદ ૪ ને બુધવારને દિવસે આમાંના બે બ્રાહ્મણો કાંઈક વિદ્વાનમાં ગણાતા તેવા તથા બે ઘરડા કણબી પાટીદારો-કે જેનો હક હતો તે-ચાર માણસો માતાના દેવળમાંથી પૂજારીને પણ બહાર કાઢીને અંદર પેસી બારણાં બંધ કીધાં અને તેઓ ચારે મળીને મસલત કરી લગ્નદિવસ જોઈને મુકરર કીધો તથા અંદર તેઓ શું ક્રિયા વગેરે કરે છે તે કોઈને બહાર કહેવી નહિ તેમજ લગ્નનો દિવસ પણ હાલમાં જાહેર કરવો નહિ. આ પ્રમાણે મસલત કરીને લગ્નના દિવસની એક ચિઠ્ઠી તથા માંડવ રાતની બીજી એ પ્રમાણે ચિઠ્ઠીઓ કરીને તેની બીજી એકેક નકલ કરી કંકુના બે પડા કરીને પેલી ચિઠ્ઠીઓ અંદર મૂકીને બાંધી દીધા. પછી થોડી વારે દરવાજા ઉઘાડી સર્વે બહાર નીકળ્યા. તે વખતે આગળથી તૈયાર કરી રાખેલા ઢોલ, નગારા, શરણાઈ ભેર વગેરે વાજાં હતાં તે વગાડવાનો હુકમ આપી દીધો અને વાજતે ગાજતે સદર બે પડા જે બે પાટીદાર અંદર ગયા તેઓને ઘેર એકેક લઈ ગયા અને જાહેર કીધું કે માતાએ લગ્ન કરવાનો હુકમ આપ્યો છે. સિદ્ધપુરથી આવેલા બ્રાહ્મણોને બીજે દિવસે દક્ષિણા આપી વિદાય કર્યા. આવતી ઉત્તરાયણ પછી બહાર ગામોમાં અને શહેરમાં લગ્નની કંકોત્રીઓ લખીને મોકલવામાં આવશે. જેને સદર ગામ અને શહેરોમાં આથી પણ વધારે ધામધૂમથી વધાવી લેવામાં આવશે. બહાર મોકલવાની કંકોત્રીઓ લખાશે અને રવાના થઈ જશે ત્યાં સુધી લગ્નનો દિવસ કંકોત્રીઓ લખનારાને જાહેર નહિ કરવાના સોગન આપવામાં આવશે. ત્યાર પછી જેમ જેમ કંકોત્રીઓ રવાના થતી જશે તેમ તેમ વહેલોમોડો તે દિવસ જાહેર થઈ જશે. કંકોત્રીઓ બહાર શહેર જેવાંકે અમદાવાદ, સુરત, વડોદરા, ભાવનગર વગેરેમાં લઈ જનારા બ્રાહ્મણો પાસે પાટલાના લાગાના રૂ. કબૂલ કરાવીને પછી આપવામાં આવશે. જે પાટલાના રૂ. આવશે તે માતા ખાતાના ગણાઈ થયેલું ખર્ચ બાદ જતાં બાકીનું સદર પડા જેને ઘેર મુકાયા છે તેમને

ભોગ પડશે. કંકોત્રીઓવાળા બ્રાહ્મણોને પાટલાના રૂ. ઉપરાંત જે દાન દક્ષિણા મળશે તે તેમની પોતાની ગણાશે. હર વખતે કંકોત્રીઓવાળાને કમાઈનો સારો તડાકો પડે છે. આ જ વખતે પ્રાંતના નાયબ સૂબા સાહેબની સવારીનો માતામાં જ મુકામ હતો. કેટલાક સમજુ જ્ઞાતિલાઓની એવી ઇચ્છા જણાતી હતી કે હવેથી દર પાંચ વર્ષે વિવાહ કરવા, પણ અજ્ઞાની મતીલાઓની આગળ તેવું કાંઈ જ થઈ શક્યું નહીં. અજબ જેવું છે કે ફક્ત ચાર જ માણસના બોલ ઉપર આખી જ્ઞાતિનાં માણસો દોરવાય છે. લોકોને લગ્નની હજુ દોઢ મહિના પછી ખબર થશે અને વૈશાખ મહિનામાં તો તે હોવાં જ જોઈએ; ત્યારે ફક્ત ત્રણ મહિનાના અરસામાં તે સઘળા લોકોને લગ્નની તૈયારી કરવી પડશે. જેથી તેવી જરૂરિયાત એટલે લગ્ન સંબંધીની ચીજો સઘળી એકદમ એક દહાડે ખરીદાવાના સબબથી મોંઘી થવાની અને તેથી પર જ્ઞાતિના લોકો તેને 'કૈડવાની દેવી બોલી' એમ સંબોધે છે.

સઘળા કૈડવા કણબીઓ એમ જ સમજે છે કે તેમની કુળદેવી બોલે છે અને લગ્નનો હુકમ આપે છે. કારણ એવી સમજ, તે બિચારા અજ્ઞાતોને ઊંઝામાંથી લગ્નની કંકોત્રીઓ લઈને જાય છે તે લગનીઆઓ (બ્રાહ્મણો) આપે છે; કેમકે એવી એવી ગપો અને માતાનો મહિમા વધવાનાં આચરણો નહિ ચલાવે તો તેમના ભાવ કમી થાય. **કણબી લોકોમાં વિદ્યા નહિ હોવાથી વિચાર કરવાની શક્તિ હોતી નથી, તેથી બ્રાહ્મણોના કહેણ ઉપર જ આસ્થા રાખી રહે છે. પણ પરજ્ઞાતિના માણસોમાં આવી સમજ ઉપર વિશ્વાસ આવતો નથી.** તેઓ તો જાણે છે કે તેમ કદી થઈ શકે જ નહિ. પણ તે બ્રાહ્મણો અને પૂજારીઓની બડાઈથી જ આમ સમજ ચાલે છે. કેટલાએક માતા બોલે છે એ વાત સ્વીકારતા નથી. કેટલાક તે સંબંધી જિજ્ઞાસાને લીધે પૂછપરછ કરે છે. કાઠિયાવાડ તરફથી એક પરજ્ઞાતિનો ૧૩-૧૪ વરસની ઉંમરનો એક છોકરો વિદ્યાભ્યાસ કરતો કણબીના મોંએથી તેની દેવી બોલ્યાની વાત સાંભળી અજબ થઈને તે વિષે પોતે તજવીજ કરવાને વાસ્તે પોતાના સગાને જે ઊંઝામાં છે તેને લખે છે કે :

''બીજું ઊંઝામાં કૈડવા કણબીની માતાનું સ્થાનક છે. તેમાં અહીંના લોકો એવું કહે છે કે તેમના જ્યારે વિવાહ થવાના હોય તે દિવસે તે સ્થાનકના કમાડ ઊઘડે છે અને એક કાગળ લખેલ પડ્યો હોય છે. ત્યાં સુધી કમાડ બંધ રહે છે. જેટલા વરસે એટલે પાંચ, સાત, દસ, બાર ગમે તેટલે વરસે તેમના વિવાહ આવે ત્યાં સુધી કમાડ બંધ રહે અને જે વરસે વિવાહ હોય તે દિવસે કમાડ ઊઘડે તો તે વાત સાચી


છે કે નહિ તેનો તપાસ કરી લખજો.'' આ પ્રમાણે જિજ્ઞાસુઓ કાગળથી અગર મોંએથી પૂછપરછ કરે છે, પણ તે જ જ્ઞાતિનાઓ તો બ્રાહ્મણોના જ કહેવા પ્રમાણે માની બેસી રહે છે. કેટલાક બ્રાહ્મણો કંકોતરીઓ લઈને કાઠિયાવાડ વગેરે ઠેકાણે જાય છે તેઓ લોકોને કહે છે કે માતા બોલતાં તો નથી પણ પડછો આપે છે અને પછી તે પડછાની કથા કહે છે કે માતાના મંદિરમાં બારે પહોર અને બત્રીસે ઘડી ઘીના દીવા બળતા રહે છે અને તેમાં નિયમ પ્રમાણે દરરોજ ઘી પૂજારી પૂરે જાય છે. જે વરસે લગ્ન ઠરાવાનાં હોય છે તે વરસમાં પડછો આપવાને સારુ માતાના પ્રતાપથી સદર દીવાઓમાં જેમાં નિયમિત ઘી પૂરાયેલું હોય છતાં ઘીની સેગો બંધાતી જાય અને ઊભરાઈ જવા માંડે એમ કેટલાક દિવસ સુધી થયાં કરે ત્યારે પૂજારીની ખાતરી થાય કે માતા આ વરસમાં લગ્ન કરવાનો પડછો આપે છે. તેથી તે ગામના પટેલોને તેડાવે અને સિદ્ધપુરથી પંડિત બ્રાહ્મણોને તેડાવે પછી લગ્નનો જોશ જોવરાવીને સદર પટેલો એકઠા થઈને ત્રણ લગ્નતિથિની ત્રણ જુદી જુદી ચિઠ્ઠીઓ કરીને ત્રણ જુદા પડામાં બાંધી તે માતાના મોં આગળ મૂકી એક પાંચ વરસની બાલાને તેડી લાવીને તેની પૂજા કરીને બાલાને મંડપમાં લઈ જઈ સદર ત્રણ પડામાંથી એકને ઉઠાવવાનું કહે. જેમાંથી જે લગ્નતિથિ નીકળે તે મંજૂર રાખે. પણ તે પહેલાં તે પડાને વારંવાર ત્રણ વખત ઊપડાવે તેમાં ત્રણે વખતે તેનો તે જ પડો આવે એટલે તે જ લગ્નદિવસ નક્કી થયો જાણીને તે પડાને વધાવી લે. તે જ પ્રમાણે માંડવ રાતનો દિવસ નક્કી થાય છે. તથા માણેકસ્તંભ રોપવાનો તથા ગોતરજ પૂજાનો વગેરે દિવસો પણ તેમજ નક્કી થાય છે. આ સઘળી વાતો ભોળા કણબીઓ અક્ષરેઅક્ષર સાચી માને છે અને તે કહેનાર બ્રાહ્મણને ખૂબ સારી રીતે જમાડી દાનદક્ષિણા આપી રાજી કરે છે. કૈડવા કણબીની નાતનાં લગ્ન તે જ પ્રમાણે થાય. તેથી ઊલટી રીતે એટલે જેમ જેને ફાવે તેમ અગર જે દિવસ જોસથી વરઘોડિયાંને બેસતો આવે તે દિવસે અગર હાલ જેમ દસ વરસે થાય છે તેથી વત્તેઓછે વરસે લગ્ન ન જ થવાં જોઈએ. તેના ઉત્તેજનમાં બ્રાહ્મણો એક કથા કહે છે કે પૂર્વમાં માળવા દેશમાં કડવા કણબીની જ્ઞાતિની વસ્તી છે. ત્યાં પણ તેઓ આ જ પ્રમાણે લગ્ન કરે છે. કેટલાંક વરસો ઉપર એમ બન્યું કે ચોર લોકની બીક હોવાના સબબથી તથા તે દેશ અત્રેથી ઘણો દૂર હોવાથી ત્યાં લગનીયા જઈ શક્યા નહીં. અત્રેથી મોકલેલા તે પણ અડધે રસ્તેથી પાછા આવેલા. તે વખતે રેલવે ગાડી અગર ટપાલની કોઈ રીતની ખબર મોકલવાની સગવડ હતી નહીં તેથી બે લગ્ન સુધી

લગનીયાઓ જઈ શક્યા નહિ. એટલે તે તરફ છોડીઓ અને છોકરાઓ વીસ વીસ વરસ કરતાં પણ વધારે ઉંમરના થઈ ગયાં પણ પરણાવાયાં નહિ. ત્યારે ત્યાં કણબી લોકોને ફકર થઈ કે આ પ્રમાણે જ જો ચાલે જાય તો આપણે ક્યાં સુધી છોકરાં કુંવારાં રાખવાં? ઊંઝામાં કુળદેવી ઉમિયા માતામાંથી લગ્નની ખબર કહેડાવવી તો ઘણું જ મુશ્કેલ હતું. ત્યારે એક પંડિત બ્રાહ્મણે તેઓને સમજાવ્યા કે માતા તો સર્વત્ર વ્યાપી છે એટલે જેમ ત્યાં છે તેમજ અહીં પણ છે. માટે શાસ્ત્રની રીતિએ વિધિ કરીને તમારી માતાનું સ્થાનક અહીં પણ થઈ શકે એમ છે. તેથી તેમણે ત્યાં આગળ એક દેવળ બંધાવીને ત્યાં જ માતાની સ્થાપના કરવી એમ ઠરાવ્યું. માંહોમાંહી ઉઘરાણું કરીને એક મોટું ભંડોળ એકઠું કરી દેવળ બંધાવ્યું અને અત્રે છે તેવા જ આકારની મૂર્તિ કોતરાવીને સદર દેવળમાં પધરાવવાનો સર્વ સમારંભ કીધો. બ્રાહ્મણો વગેરે વેદ વગેરેમાં મંત્રો ભણી રહ્યા છે અને સઘળી ધામધૂમ ચાલી રહી છે તેવામાં એકાએક જે દેવળ ઘણું જ મજબૂત અને કારીગરીનું બાંધેલું હતું તે એકદમ નીચે ભોંય બરાબર થઈ ગયું. તેમાં કેટલાક માણસના જાન પણ ગયા. વિશેષમાં જેઓ આગળ પડતા હતા તેઓ તો સઘળા જ અને તેમના કુટુંબના માણસો પણ તેમાં દબાઈ મુઆં. આ રીતનો માતાનો ચમત્કાર છે માટે ઊંઝામાં બીરાજી રહ્યાં છે તે માતાના હુકમ સિવાય કોઈ બીજી રીતે કૈડવા કણબીની જ્ઞાતિનાં લગ્ન થઈ શકે જ નહિ.

સંવત ૧૯૦૬, ૧૯૧૬, ૧૯૨૬ તથા ૧૯૩૬ની સાલોમાં કૈડવાનાં લગ્ન થયાં હતાં તેમજ આ સાલ ૧૯૪૬માં થયા હતા. એટલે દર દસ વરસે જ લગ્ન થાય છે એમાં કોઈ ફેર નથી. વળી ઉપરની સઘળી સાલોમાં વૈશાખ મહિનામાં જ થયાં છે. પણ કંઈક તિથિનો ફેર પડે છે એટલે કોઈ વખતે સુદ ૨ તો કોઈ વખતે સુદ ૩ અને અગર ૪ હોય છે તેથી આ વખતે પણ સદર જ્ઞાતિનો લગ્નદિવસ આવતા વૈશાખ સુદ ૪નો બુધવારનો આવશે એમ સંભવે છે.

હજુ સુધી કંકોત્રીઓ બહાર ગામોમાં અને શહેરોમાં રવાના થઈ નથી અને લગ્નનો દિવસ જાહેર થયો નથી. પણ કણબી લોકો લગ્નની ત્રેવડમાં પડ્યા છે. ખરા વિવાહ કરવાના ચાલુ થયા છે તથા લુગડાંલત્તાં ખરીદવાં પણ શરૂ થયાં છે.

ઊંઝામાંથી પહેલી કંકોત્રી પહેલવહેલી અમદાવાદ જાય છે તેમ આ વખતે પણ મહા સુદ ૧ ને દિવસે કંકોત્રીનો પડો અમદાવાદમાં મૈયત રાવ બહાદુર બેચરદાસ અંબાઈદાસ, સી.આઈ.ઇ.ના દીકરા રા. રા. શંભુપ્રસાદ બેચરદાસને ત્યાં



ભરૂચ અને ચાણસ્માના બ્રાહ્મણ ગોરો જે લગનિયાના ઉપનામથી ઓળખાય છે તે લઈને ગયા છે. ત્યાં આગળ શહેર બહાર અસારવા ગામ આગળ આ વસંતપંચમીએ તોરણ બંધાશે અને લગન વધાવીને લગન દિવસ જાહેર થશે. આગળ લગનનો પડો અમદાવાદમાં પટેલવાળાઓને ત્યાં જતો હતો પણ હાલ બે-ત્રણ વખતથી રાવ બહાદુર શેઠ બેચરદાસને ત્યાં જાય છે. આ વખતે આ જ ટાંકણે રાવ બહાદુરનું મરણ થવાથી કેટલાક લાગતાવળગતા લગ્નનો પડો અમદાવાદમાં અસલ જેને ત્યાં જતો હતો તેને ત્યાં લઈ જવાનો પ્રયત્ન ચલાવતા હતા. આશરે દસેક દિવસ સુધી તેની ભાંજગડો ચાલી અને છેવટે આ સુદ ૧ ને દિવસે શેઠ શંભુપ્રસાદને ત્યાં જ લગ્નનો પડો ગયો છે.

ઊંઝામાં માતામાં અને નાતમાં લગ્ન સંબંધીમાં કરતા - કરવતા પટેલોમાં બે ભાગ છે - એક ભાગ મોલાત અને બીજો રૂવાંત (રૂસાંત) કહેવાય છે. મોલાતમાં પા. બાજીદાસ થોભણદાસ મુખ્ય હતા. તેમના ગુજરવા પછી હાલ તેમના દીકરા પા. રામચંદ્ર બાજીદાસ પોલીસ પટેલને ત્યાં તથા રૂવાંતના ભાગમાં પા. કુબેરદાસને ત્યાં લગ્નના પડા મુકાય છે. પાં. રામચંદ્રદાસની મરજી તો અમદાવાદમાં શેઠ શંભુપ્રસાદને ત્યાં લગ્નનો પડો મોકલવાની હતી પણ રૂવાંતના પા. કુબેરદાસ તથા તેમના ભાઈઓની મરજી તેથી ઊલટી હતી અને તેમ હોઈને તેઓ શેઠ શંભુપ્રસાદ તથા તેમના પિતા સંબંધી ઘણીક ગપો ઉડાવતા માલૂમ પડતા હતા. આ રૂવાંત એમ કહેતા કે નાતના બીજા ગામોના લોકો તેમને ઘણું હીણું કહે છે કે તેમણે રિવાજથી ઊલટું કરીને શેઠ બેચરદાસને ત્યાં કંકોત્રીઓ મોકલી. માટે આ વખતે તેઓ તેમ કરવાને નારાજ હતા અને અસલ ઠેકાણે જ મોકલવાને પ્રયત્ન કરતા હતા પણ પાણી વલોવીને માખણ કહાડી શક્યા નથી. શેઠની વગસગ આગળ તેમણે હારી હાથ ઘસી અંજાઈને પણ શેઠને ત્યાં કંકોત્રી મોકલવાને કબૂલ થઈને તે પ્રમાણે કર્યું છે.

અમદાવાદમાં વસંતપંચમીએ સદર નાતનાં લગ્નનાં અસારવા મુકામે દાદાહરીની વાવ આગળ તોરણ બંધાશે અને લગ્નદિવસ જાહેર થશે એટલે લોકો વિવાહ કરવામાં ગુંથાઈ જશે અને ચડપોચડપ વિવાહ થવા શરૂ થશે. લગ્નને આડા દિવસ બહુ નથી તેથી લોકો સઘળો કામધંધો છોડી તેની પર જ માંડશે.

કૈડવા કણબી લોકોએ થોડા વખત પહેલાં એકઠા થઈને નાતના લગ્ન વગેરેના કેટલાક ઠરાવ પસાર કર્યા હતા જે સરકારમાં રજિસ્ટર થવા મોકલ્યા છે,

તે તેમ થઈ આ જ અવસર ઉપર આવવાની વકી છે.

('ગુજરાતી'ના તા. ૨૨:૧૨:૧૮૮૯ અને તા. ૨:૨:૧૮૯૦ના અંકોમાંથી ઉતારો)

* * *

ન્યાયી અને ઉદાર બ્રિટિશ સરકારના રાજ્યમાં પ્રજાને અસંખ્ય લાભ થયા છે અને થાય છે તેમાં કેળવણી એક મોટો લાભ છે, કેળવણી સારુ - નરસુ પારખવાની વિવેકશક્તિને જાગૃત–તેજ કરે છે.

આપણી જ્ઞાતિમાં કેળવણી જોઈએ તેટલી તો નથી જ, તો પણ આપણામાંના ઘણા એકે યુનિવર્સિટી પાઠશાળાની ઊંચી પદવીઓ સંપાદન કીધી છે. બી.એ.ની ડિગ્રી પામેલા કેટલાએક ગ્રેજ્યુએટો છે. વળી છેલ્લી એમ.એ.ની પરીક્ષામાં આપણી જ્ઞાતિના નરરત્ન મિ. જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ પહેલે નંબરે પાસ થયા છે અને હવે આશા રહે છે કે બીજા પણ ઘણા તેમનો દાખલો લઈને ઊંચી પદવીઓ સંપાદન કરશે.

આપણી કોમની સાંસારિક, ધાર્મિક તેમજ વ્યાવહારિક સ્થિતિ, આપણી આગળની સ્થિતિ સાથે સરખાવતાં ઘણી અધોગતિ પામેલી છે એ હવે સર્વેના સમજવામાં આવી ગયું છે. આપણી સાંસારિક જિંદગીમાં કેટલાએક હાનિકારક અને અનિષ્ટ રિવાજો પેસી ગયા છે; જેથી આપણી સામાજિક સ્થિતિ ઘણી દુઃખદાયક થયેલી છે તે દૂર કરવાને હાલની સ્થિતિમાં સુધારો કરવો આવશ્યક છે.

આપણા કેળવાયેલા, તથા વેપારી અને સમજુ વર્ગમાં આપણી જ્ઞાતિનાં દસ વર્ષના અંતરે એક જ દિવસે નાનાં - મોટાં છોકરાંઓનાં લગ્ન કરવાના રિવાજથી કેટલીએક હાનિ થાય છે એમ મનાવા લાગ્યું છે અને ઘણા જ બંધુઓને નીચેના પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉદ્‌ભવે છે :

(૧) દર દસ વર્ષે એક જ વખતે સર્વે છોકરા - છોકરીનાં લગ્ન કરવાનું કારણ શું?

(૨) જ્ઞાતિ સમસ્તનાં સર્વે છોકરા છોકરીનાં લગ્ન એક જ દિવસે થાય છે ત્યારે બીજી જ્ઞાતિઓમાં છોકરા - છોકરીનાં લગ્ન, મુહૂર્ત - જોષ જોઈને કહાડવામાં આવે છે. તેવું આપણી જ્ઞાતિમાં નહિ કરવાનું કોઈ શાસ્ત્રનું ફરમાન છે?



(૩) શું માતા બોલે છે? અગર લગ્નદિવસ કેવી રીતીથી અગર કયા ધોરણે નક્કી થાય છે? લગ્નદિવસ ઠરાવવામાં નક્કી કરવામાં શ્રી ઉમિયા દેવીની સહાય અગર હુકમ કેવી રીતે મેળવવામાં આવે છે?

(૪) ઘોડિયામાં ઝૂલતા ૪૦ દિવસના બાળકને પણ પરણાવવાની આજ્ઞા શું માતાએ શ્રી ઉમિયા દેવીએ આપી છે? આવી માન્યતાઓનું કાંઈ પ્રમાણ છે?

દર દસ વર્ષમાં એક જ દિને આખી જ્ઞાતિનાં લગ્ન કરવાનો રિવાજ ક્યારથી શરૂ થયો તે વિષે કાંઈ ઐતિહાસિક પ્રમાણ હાથમાં આવતાં નથી. માત્ર એક જ પ્રમાણ છે. કુમારપાળ પ્રબંધમાં જણાવવામાં આવ્યું છે કે સિદ્ધરાજના ધર્મ પુત્ર ચાહઠે બિંબેરા ઉપર ચઢી આવી ઘેરો ઘાલ્યો ત્યારે તેમાં ૭૦૦ કન્યાઓનાં લગ્ન થતાં હતાં. આ કન્યાઓ કડવા કણબીઓની હશે એ સહજ અનુમાન છે. આ રિવાજ ઘણા જૂના વખતમાં તો હતો જ નહિ. કોઈ પણ પ્રાચીન પુસ્તકમાં તે વિષે કાંઈ પણ બિના જોવામાં આવતી નથી. જૂના વખતમાં જો આ રિવાજ પ્રચલિત હોય તો જરૂર જૂના પુસ્તકોમાં તે વિષે કાંઈક પણ વિવેચન હોય, કારણ કે હિંદુ લગ્નના સામાન્ય રિવાજ જે પ્રાચીનશાસ્ત્રોમાં જોવામાં આવે છે તેનાથી હાલના રિવાજ ઘણી રીતે ઊલટા છે.

ઊંઝામાં મોહોલત સાખાના મુખ્ય પટેલ બાજીદાસ થોભણદાસના ચિ. શામળદાસના ત્યાં ચોપડામાંથી માલૂમ પડે છે કે ગયા સો વર્ષથી કડવા કણબીની જ્ઞાતિનાં લગ્ન દર દસ વર્ષે એક જ વખતે થાય છે અને તે ફક્ત ઉનાળાના દિવસોમાં હોય છે. કડવા કણબીઓનો મોટો ભાગ કૃષિનો ધંધો કરવાવાળા છે અને ખેડૂતો ફક્ત ઉનાળાની મોસમમાં થોડું અગર નહિ જેવું કામ હોવાથી ઘણાખરા નવરા હોય છે તેથી તેમને આ ઉનાળાનો વખત અનુકૂળ પડે છે. વળી દસ વર્ષે લગ્ન કરવાથી ખર્ચ ઓછું થવાનો અડસટ્ટો કહાડેલો જણાય છે. પણ ખરી રીતે તેથી ઊલટું જ બને છે. કારણ એકી દિવસે લગ્ન હોવાથી લગ્નની સામગ્રીની જણસો ઘણે મોંઘે ભાવે વેચાય છે. તેથી ખર્ચ વધારે થાય છે. માટે ખર્ચ ઓછું થવાનું બહાનું ટકી શકતું નથી.

ખૂબી એ છે કે બરાબર દસ અગર બરાબર બાર વર્ષનું છેટું દર બે લગ્નના અરસામાં હોતું નથી. પણ સરાસરી લેતાં દસ વર્ષનું અંતર આવે છે. ગયા સો વર્ષમાં બરાબર દસ વખત જ લગ્ન કીધાં છે તેમ છતાં લોકોમાં તો એવી કહેણી છે કે કડવાનાં લગ્ન બાર વર્ષે થાય છે.

બીજા પ્રશ્નનો જવાબ સિદ્ધપુરના ગોર લોકો જેઓ પાટલાવાળા કહેવાય છે તથા ૭૫-૧૦૦ની સંખ્યામાં ઊંઝા મુકામે એકઠા થઈ ઘણા દિવસો સુધી સારાં મિષ્ટાન્ન ઉડાવે છે તેમણે આપવો જોઈએ એ જવાબ આપવાની તેમની ફરજ છે. પણ અફસોસ એટલો જ છે કે તેમનાથી પોતાના સ્વાર્થના ભોગે ખરી સલાહ ખરો જવાબ આપવાનું બનતું નથી. ખરી સલાહ આપતાં પોતાને મળતાં મિષ્ટાનનો ત્યાગ કરવો પડે છે તે તેમને ઘણું વસમું પડે છે. ખરી રીતે મનમાં સારી પેઠે સમજે છે કે સઘળાં છોકરાંના લગ્ન એક જ દિવસે કરતાં ઘણાના ગ્રહ મળતા આવી શકે જ નહિ. તે શાસ્ત્રથી ઊલટું અને વિપરીત છે છતાં તેમ કહીને પોતાના પગ પર કુહાડો મારવાનું સાહસ કરવાને કોણ હિંમત કરી શકે વારૂ?

ત્રીજા પ્રશ્નના સંબંધમાં સન ૧૮૯૦ના ફેબ્રુઆરીની બીજી તારીખના મુંબઈના સુપ્રસિદ્ધ 'ગુજરાતી' અઠવાડિક પત્રમાં 'કૈડવાની દેવી બોલી' એ મથાળા નીચે જે કંઈ છપાયું હતું તેનું વિવરણ આગળ કર્યુ છે.

ઉપરના લેખમાં બતાવેલી અજ્ઞાનતા આ જ અઢાર - ઓગણીશ વર્ષના વહેવા પછી ઘણે દરજ્જે ઓછી થયેલી હોવી જોઈએ. વળી તે વખતના કરતાં હાલમાં આપણે વિદ્યામાં પણ આગળ વધેલા છીએ. આગળ કહ્યું તેમ ઘણા વિદ્વાનો યુનિવર્સિટીની ડિગ્રીઓ મેળવવાને ભાગ્યશાળી થયા છે એટલે ઉક્ત અજ્ઞાનતા પૂર્ણ અંશે નહિ તો થોડે અંશે પણ નાસ પામી હોવી જોઈએ.

* * *

જૂના વિચારના માણસો અંધશ્રદ્ધાથી માની બેઠા છે કે, માતા સંબંધી—ખરી રીતે પ્રચલિત રીતરિવાજ સંબંધી-જરા પણ વિરુદ્ધતાનું એક પણ વાક્ય બોલવું તે માતાનું કુડુ પાડવા બરોબર છે. કેટલાક તેમ માનીને બેસી રહેતા નથી પણ બીજાને પોતાના વિચાર બિલકુલ ખરા જ છે તેમ મનાવવાનો અત્યાગ્રહ કરે છે; અને તેમનું કહેવું નહિ માનનારને નાસ્તિક વગેરે અપશબ્દો સંભળાવીને અપમાન કરે છે. માતા—મા છોકરાનું બૂરું કદાપિ કરે જ નહિ એવો સર્વને અનુભવ હોવો જ જોઈએ. જે વાત આપણને સમજાતી ના હોય તે માતાને-મા-બાપને પૂછીએ તો તેમાં ખોટું શું છે? માતા-પિતાનો એ તો ધર્મ જ છે કે, બાળકોને જે ના આવડતું હોય, ના સમજવામાં આવતું હોય તે શીખવવું અને સમજાવવું. છોકરાંના એવા પ્રશ્નોથી મા-બાપ ગુસ્સે થાય તો તે મા-બાપ થવાને જ ના લાયક છે. ડાહ્યાં મા-બાપ છોકરાંની પૃચ્છક શક્તિને પોષીને કેળવે છે. અજ્ઞાન અને મૂર્ખ મા-બાપ જ બાળકની પૃચ્છક



બુદ્ધિને દાબી દેવાનો યત્ન કરે છે. માટે ઉક્ત ત્રીજા પ્રશ્ન સંબંધે જે કાંઈ વિચાર કરીએ તેથી માતાનું કાંઈ પણ કુડુ પડવાનો બિલકુલ સંભવ નથી, માતા તેથી જરા પણ ગુસ્સે થવાનાં નથી, એ નક્કી છે. હાલના રિવાજથી જેઓને ફાયદો થતો હોય તે પોતાના સ્વાર્થના ભોગે આપણા વિચારને અનુમોદન આપે નહિ જ એ સ્વાભાવિક છે.

કડવા પાટીદારોનાં શ્રીઉમિયા દેવીના નામે દસ વર્ષે લગ્ન કહાડવામાં આવે છે તે વખતે જે બ્રાહ્મણો પાટલાવાળા અગર ગોર તથા તે સિવાય બીજા **બ્રાહ્મણો જે કંકોત્રીઓ લઈને બહારગામ જાય છે તેઓમાં ઘણા ખરા અક્ષર અને અક્કલ શૂન્ય જ હોય છે. આ ભૂદેવોને હું અપમાન કરવાને ઈચ્છતો નથી. તેઓમાં કેટલાક વિદ્વાન છે પણ તે ગણ્યાગાંઠ્યા જ છે** અને તેથી કવિ દલપતરામે કહ્યું છે કે આંધળાની ટોળીમાં એક દેખતો અપંગમાં ગણાય છે તેમ થોડાક વિદ્વાનોનું અધિક અક્ષર શૂન્યો આગળ કાંઈ પણ ચાલતું નથી. અક્ષર શૂન્ય પાસેથી સ્વાર્થ ત્યાગની આશા રાખવી ફોગટ છે. આ બ્રાહ્મણો જે વર્ષમાં કડવાનાં લગ્ન થાય છે તે વખતે જેટલું તે એક આખા વર્ષમાં કમાઈ કરી શકતો નથી. તેથી વિશેષ દરેક બ્રાહ્મણ ફક્ત બે-ત્રણ મહિનામાં કમાઈ કરી લે છે અને તેટલો વખત તેમના હાથ ઘીમાં બોળેલા જ રહે છે જે તેમને પરમ આનંદનું કારણ છે. આવો સ્વાર્થ તેમનાથી કેમ છોડી શકાય? છોડવાનું કહેનાર ને દુશ્મન સિવાય તેઓ બીજી કઈ ઉપમા આપે? હાલ જે રીતે લગ્ન લેવાય છે. લગ્નની કંકોત્રીઓ નીકળે છે તે રીત નીકળી જાય તો આ બ્રાહ્મણો તથા તેમને અંગે-સહાયે રહેલા ભાટચારણોને નુકસાન જાય જ એ નક્કી છે. તેઓએ ભોળી કડવી કોમને સદર રિવાજ નાબૂદ ન થાય એ જ રસ્તે દોરવવાનો પ્રયત્ન જારી રાખવો એ પોતાનું કર્તવ્ય માન્યું છે. માટે તેમની તરફથી આપણે કાંઈ પણ આશા રાખી શકીએ નહિ.

**બીજા પક્ષે કડવાના લગ્નની તિથિ કહાડવામાં ઊંઝાના પાટીદારોમાં રૂંસાવત અને મોહેલત શાખાના અગ્રેસરો છે. તેઓમાં પણ અક્ષર શૂન્ય ઘણા છે. પણ તેઓ ભોળા છે. તેમાં તેમનો કાંઈ સ્વાર્થ નથી. ફક્ત અંધશ્રદ્ધા જ તેઓમાં પ્રબળ છે. વિદ્યાનો સંસ્કાર તેઓમાં થયેલા નથી. સારા - નરસાની પરીક્ષા કરવાની તેમની બુદ્ધિ હજુ જોઈતા પ્રમાણમાં ખીલી નથી. પરજ્ઞાતિના અગર જ્ઞાતિના વિદ્વાનોનો તેમને સંગ નથી. સંસાર સુધારામાં તેમની મતિ હજુ પ્રવેશી નથી. પ્રવેશવાનો તેમને પ્રસંગ મળ્યો નથી.** ઊંઝા ગામમાં બીજા ઉચ્ચ

કોમના સુધારકો અગર વિદ્વાનોનો તેમને પ્રસંગ પડતો નથી, તેથી તેમની તરફથી પણ કાંઈ આશા રાખી શકાય નહિ. તેમને કેળવી શકાય એવા તેઓ છે. તેઓ સમજુ છે. પણ તેમને દોરવનાર કોઈ નથી. તેમનો સ્વાર્થ ફક્ત એટલો જ છે કે, હાલ જે લગ્ન કહાડવામાં તેમને શ્રેષ્ઠ ભાગ છે, અને જેવાં તેમને તે માન છે તે માન ઓછું થવાને સંભવ છે અને એવા ભોળા માણસોને તે માન ગુમાવવું ગમે નહિ એ સ્વાભાવિક છે.

ખરી રીતે માતાના નામથી અને માતાના દેવળના મંડપમાં જ બે-પાંચ પાટીદારો અને થોડાક બ્રાહ્મણો આખી કડવી કોમનાં નાનાં-મોટાં સર્વે છોકરાં છોકરીઓનો લગ્નદિવસ નક્કી કરે છે. હિંદુસ્તાનમાં આપણે હિંદી કારભારમાં ભાગ લેવાને તથા રાજામાં કેટલાક વિશેષ હક મેળવવાને સતત પ્રયત્ન કરીએ છીએ. હજારોના ખર્ચથી કૉન્ગ્રેસ અને કોન્ફરન્સો ભરી સુધારા કરવાને મંથન કરીએ છીએ તેવા વખતમાં આપણે કડવા લોકોએ આપણામાં બી.એ., એમ.એ.ની ડિગ્રીઓ મેળવવાને ભાગ્યશાળી થયાં છતાં કોઈએ પણ આપણા પોતાના હિતની બાબતમાં જાગૃત થવું ના જોઈએ? આપણે ક્યાં સુધી નિદ્રાવશ રહીશું? હાલ જે રિવાજ છે તેમાં કાંઈ પણ ફેરફાર કરશો નહિ પણ તે કેવી રીતે થાય છે તેનો તો કાંઈક અનુભવ મેળવવો જોઈએ? કોઈએ તેનો અનુભવ મેળવ્યો છે? તે મેળવવાનો યત્ન કીધો છે? કોઈને તેનો ખ્યાલ વટીક આવ્યો છે? આ પ્રશ્નો દરેક સમજુ-વિદ્વાન સારાસાર વિચાર કરનાર જ્ઞાતિબધું પોતાને જ પૂછશે તો તેની ખાતરી થશે કે આ જ સુધી આપણે ઘેર નિદ્રામાં જ ઘોર્યા છીએ, ત્યારે હવે જાગૃત થવાનો વખત નથી આવ્યો? બી.એ. અને એમ.એ. થયેલાઓ નોકરી લઈને પોતે અને પોતાનાં આશ્રિતો તથા બાળ-બચ્ચાંનું ગુજરાન ચલાવવાની પ્રવૃત્તિમાં જ નિમગ્ન રહેશે? પ્રિય બંધુઓ!! વિચાર કરો અને જે સારું લાગે તે કરો. તમારા હિતની વાત તમારે જ તપાસવી જોઈએ.

આપણી કુળદેવી શ્રીઉમિયા માતા જ લગ્નદિવસ નક્કી કરે છે - લગ્ન કહાડે છે, તે માત્ર ભ્રાંતિ જ છે. પહેલાં કહ્યું તેમ બે-પાંચ જૂના વિચારના ઊંઝાના પટેલો અને થોડાક બ્રાહ્મણો જ અમારો લગ્નદિવસ શ્રીઉમિયા દેવીના નામથી નક્કી કરે છે. ઉક્ત પાટીદારો તથા બ્રાહ્મણો માટે મને પૂર્ણ માન છે છતાં ખરી વાત કહેવાની ફરજ પડે છે તે માટે તેઓની ક્ષમા ચહાવામાં આવે છે. કેળવણીમાં આગળ વધેલા આ કાળમાં તેઓ જરા પણ આગળ વધતા નથી. અગર તેમ કરવાનો પ્રયત્ન કરતા



નથી. વળી સમસ્ત જ્ઞાતિના કલ્યાણ - હિતની બાબતમાં કરવા - કારવતા તેઓ પોતે જ રહેવા ઈચ્છે છે અને તેમના બંધુઓ જે વિદ્યામાં-વિચારમાં સુધારામાં-આગળ વધેલા હોય તેવાઓની સલાહ લેવાનું પણ તેમને દુરસ્ત લાગતું નથી તો ફરજની ખાતર તેમની વિરુદ્ધ કાંઈ બોલાય-લખાય તે માટે તેમની ક્ષમા ચાહવાનું અસ્થાને નહીં ગણાય. માતા જ લગ્નદિવસ નક્કી કરે છે એ અંધશ્રદ્ધાને લીધે પ્રગટેલી ભ્રાંતિજ છે. અંધારાથી દોરડીમાં સર્પનો ભાસ થાય છે અને પ્રકાશ થતાં જ તે ભ્રમ ટળી જાય છે. કેળવણીએ આપણને અજવાળામાં આણ્યા છે તો પણ હજુ દોરડીમાં સર્પની ભ્રાતી થઈ છે તેને તપાસીને નહિ જોતાં તેનાથી નાસતા જ ફરવું? અને આપણી પ્રજાને પણ તેવી ભ્રાંતિમાં જ ભમાવવી એ હવે આપણને લાયક છે? તેવી ભ્રાંતિ દૂર કરવી જોઈએ છે. આપણી ઊછરતી પ્રજાને ખરે રસ્તે મૂકવી જોઈએ છે અને ખોટા ભાસથી મનાયેલી માન્યતાને દૂર કરી, ખરે રસ્તે ચઢવાનો પ્રયત્ન કરવો જોઈએ છે.

ચોથા પ્રશ્નનો જવાબ આપણે નકારમાં જ આપવો પડશે. માતાએ કે કોઈ શાસ્ત્રે ૪૦ દિવસનાં છોકરાંને પરણાવવાનું ફરમાન આપ્યું જ નથી. આપણે તેને અંધશ્રદ્ધાથી વળગી રહ્યા છીએ. લગ્નની વિધિમાં વરકન્યાએ અરસપરસ કેટલીક પ્રતિજ્ઞાઓ કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે. વરે-છોકરાએ એવી પ્રતિજ્ઞા કરવી જોઈએ કે, હે સ્ત્રી!! હું તારો સંગ આ જન્મમાં છોડીશ નહિ. હું તને હંમેશ સુખ આપીશ, તથા તારી સાથે જ રહી સંસારસુખ ભોગવીશ. તેમજ કન્યાએ-સ્ત્રીએ એવી પ્રતિજ્ઞા કરવાની કહી છે કે, હે પતિ!! તમારી ઈચ્છા વિરુદ્ધ હું કોઈ પણ આચરણ કરીશ નહિ. હું તમારું સન્માન જ કરીશ તથા તમારો સત્કાર હું અવશ્ય કરતી રહીશ. આવી પ્રતિજ્ઞાઓ બાળવર અને બાળકન્યા કેમ કરી શકે? ૪૦ દિવસનાં બચ્ચાં અગર જે બચ્ચાં પૂરું બોલતા પણ શીખ્યા નથી તે આવી પ્રતિજ્ઞા કરી શકે તથા ૧૦-૧૨ વર્ષનાં છોકરાં આવી પ્રતિજ્ઞાઓનું રહસ્ય સમજી શકે એમ માનવું એ મૂર્ખતાની પરિસીમા છે. આ પ્રતિજ્ઞાઓ ગોર પોતે કરીને ભણી જાય છે. બાળલગ્ન વિશે આ માસિકમાં કેટલાક લેખકોથી લેખો લખેલા પ્રગટ થયા છે તેથી તે વિશે વિશેષ લખવાની આવશ્યકતા નથી.

પરજ્ઞાતિના લોકો માને છે કે કડવા કણબીઓમાં એક દિવસનાં છોકરાંને પણ પરણાવવામાં આવે છે. વળી ઘણી વખત તો પેટમાં જ પરણાવી દેવામાં આવે છે. ચાળીશ દિવસનું વ્રત સુવાળાં સુતક લાગતું હોવાથી ૪૦ દિવસની અંદરના

છોકરાંને પરણાવવાનું સાહસ કોઈ કરતું નથી, એ પણ ઘણું છે.

છોકરો ઘોડિયામાંથી ઝડપાયો, આવો લહાવો લેવામાં મોટું અભિમાન મનાય છે. ઘોડિયામાંથી જ જેનો છોકરો ઝડપાતો નથી. પારણામાં હીંચતાં બાળક છોકરાંનાં લગ્ન થતાં નથી તેને કોઈ કન્યા આપતું નથી એમ મનાય છે અને તેની ઈજ્જત ગઈ ગણાય છે. છોકરાને પરણાવવામાં માબાપ ફક્ત પોતાની ઈજ્જતનો જ ખ્યાલ કરે છે. છોકરાંના સુખદુ:ખ તરફ તેનો ખ્યાલ હોતો જ નથી તે તરફ તેમનું ધ્યાન પહોંચતું જ નથી, એ ઘણી અફસોસની વાત છે. મા-બાપો છોકરાંના સુખને માટે દરેક કાળજી રાખે છે, પણ પરણાવવાની બાબતમાં ફક્ત પોતાની ઈજ્જતની જ કાળજી રાખે છે એ થોડું શોકમય છે? માબાપોની તેમાં અજ્ઞાનતા જ છે. તેઓ ઊંડો વિચાર કરતા નથી. ઊંડો વિચાર કરવાની તેમને જરૂર જણાતી નથી તે થોડું અનર્થકારક નથી.

સુજ્ઞ પ્રિયબંધુઓ!! આ સંબંધી આપને વિચાર કરવા વિનંતી કરવામાં આવે છે અને એક હાસ્યજનક વાત કહીને આ લેખ સમાપ્ત કરવામાં આવશે.

આપણા હિંદુઓ ઉપર અનિયમિતપણાનો દોષ મૂકવામાં આવે છે. સભા-મિટિંગ-અગર મેળાવડો મળવાનો હોય તેમાં ભાગ લેવા આવનાર મનુષ્યો ઘણા અનિયમિત રીતે આવી એકઠા થાય છે; યાને નિમેલા વખતે સઘળા સભાસદો આવી હાજર થઈને કામમાં લાગી જતા નથી.

આવો અનિયમિતપણાનો અમારા ઉપર દોષ છતાં પણ અમે અમારા લગ્નકાર્યમાં જરા પણ અનિયમિત નથી. ઠરાવો એ દિવસે જ - યાને તે જ રાત્રે - બીજા દિવસનું વહાણું વહાતાં પહેલાં જ અમે અમારાં છોકરાઓને પરણાવવાનું આટોપી લઈએ છીએ. રેલગાડી ઊપડી જશે તો રહી જઈશું એવી બીકના સબબથી ગાડીમાં જગા હોય યા નહિ હોય તો પણ ઠરાવેલી સંખ્યા કરતાં વધારે માણસો ગોંધાઈને બેસી જઈએ છીએ, તેમજ બીજા દિવસનું વહાણું વહી જશે તો ઈજ્જત જતી રહેશે એ ભયથી વહાણું વહાતા-સવાર થતાં પહેલાં જ વરઘોડિયાને પરણાવવાનું કામ પૂરું કરીએ છીએ એ અમારી નિયમિતતા નથી તો શું છે? અમને હવે કોણ અનિયમિત કહી શકે એમ છે વારૂ?!!!

* * *



૨

# કડવા કણબી-પાટીદારના લગ્નનું સાહિત્ય પોલ-ખોલ પત્રિકાઓ

સન ૧૯૦૯ની ડિસેમ્બરની તા. ૨૮, ૨૯ અને ૩૦મીએ વિરમગામ મુકામે શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો પહેલો મહોત્સવ થયો હતો તેમાં બાળલગ્ન નિષેધક કાયદા માટે ના. ગાયકવાડ સરકારને અભિનંદન આપવાનો અને કડવાઓનાં મુદતીયાં લગ્ન કહાડવાની બાબતમાં થયેલા ઠરાવ.

એ સમાજના પ્રમુખ દાક્તર પીતાંબરદાસ કુબેરદાસ એલ. એમ. એન્ડ એસ. હતા તથા ઉપપ્રમુખ મિ. જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ એમ.એ. ગુજરાત કૉલેજના ગણિતના પ્રોફેસર હતા.

ઠરાવ ૧૩ મો. આ ઠરાવની દરખાસ્ત મે. પ્રમુખ સાહેબે મૂકી.

આ સમાજ ઠરાવ કરે છે કે ‘બ્રહ્મચર્ય’ એ આલોક તથા પરલોકમાં સુખરૂપ હોવાથી નામદાર ગાયકવાડ સરકારે बाल लग्न प्रतिबंधक निबंध પાસ કરી પ્રજાનો અભ્યુદય ઈચ્છયો છે. તેની સાથે આ સમાજ સંમત થઈ તે નામદારનો ઉપકાર માનવાની સાથે પરમાત્મા પાસે યાચના કરે છે કે તે નામદારને દીર્ઘાયુષ્માન બનાવી પ્રજાહિતનાં આવાં અનેક કાર્યો કરવાની શક્તિ અર્પો. (તાળીઓ) આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

ઠરાવ ૧૪ મો. મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો હતો.

નામદાર ગાયકવાડ સરકારના કાયદાની અડચણના આવે અને માતાજીની આમાન્યા ના લોપાય તેને માટે શ્રી ઉમિયામાતાના સ્વાસ્થાન કમિટીના પ્રેસિડંટ તથા મેમ્બરોની સાથે મસલત કરી યોગ્ય રસ્તો કહાડવા આ સમાજ નીચે પ્રમાણે કમિટી નીમે છે :

૧. ડૉક્ટર પીતાંબરદાસ કુબેરદાસ, એલ.એમ.એસ. પ્રમુખ
૨. પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ, એમ.એ. ઉપપ્રમુખ
૩. કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી દેસાઈ, વિરમગામ
૪. રા. મૂળજીભાઈ જેઠાભાઈ, બી.એ., એલએલ.બી.

૫. રા. કેશવલાલ માધવલાલ વકીલ, વિરમગામ
૬. શેઠ ગોરધનદાસ મોહનલાલ, વિરમગામ
૭. શેઠ ચંદુલાલ અમરતલાલ માહાદેવીઆ, અમદાવાદ
૮. શેઠ પ્રાણજીવન વ્રજલાલ, વિરમગામ
૯. રા. મગનલાલ ગોવિંદલાલ એન્જિનિયર, અમદાવાદ
૧૦. રા. પુરુષોત્તમ લલ્લુભાઈ, તંત્રી 'કડવા વિજય' વિરમગામ
૧૧. શેઠ દ્વારકાદાસ છક્કડશી ચુડગર, અમદાવાદ
૧૨. શેઠ કેશવલાલ હીરાચંદ, વિરમગામ
૧૩. દેસાઈ કાળીદાસ હરજીવનદાસ
૧૪. શેઠ કેશવલાલ રામચંદ્ર કસ્ટીઆ, અમદાવાદ
૧૫. રા. જીવણલાલ અમરતલાલ અદોવઈઆ, અમદાવાદ
૧૬. રા. હીરાલાલ વસંતદાસ, ચીફ ગુડ્સ ક્લાર્ક સાબરમતી
૧૭. રા. અંબાલાલ રામભાઈ હિંમતપુરા, વિરમગામ
૧૮. રા. ધનજીદાસ જેકણદાસ ભગત, આદરજ, તા. કડી
૧૯. રા. જેસીંગભાઈ હરગોવિંદદાસ, વિરમગામ
૨૦. રા. જીણાભાઈ મગનલાલ દેસાઈ, વિરમગામ
૨૧. રા. તુલસીદાસ ગોપાળદાસ પટેલ, કાસવા, તા. કડી
૨૨. રા. બાપુભાઈ ગુલાબચંદ કોન્સીલીએટર, સરઢવ
૨૩. રા. બેચરભાઈ રાયજીભાઈ, ગણપતપુરા
૨૪. રા. મોહનલાલ ત્રિભોવનદાસ, સુરત, હાલ અમદાવાદ
૨૫. રા. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ, વડોદરા
૨૬. રા. પુરુષોત્તમદાસ ફકીરભાઈ, રાંદેર
૨૭. રા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈ, બાવળા
૨૮. રા. છગનલાલ પીતાંબરદાસ, સરઢવ
૨૯. રા. આશારામ ઇચ્છાભાઈ, સાણંદ
૩૦. રા. નાથાભાઈ રામજીભાઈ, વટાદરા
૩૧. રા. ભાઈલાલ જગજીવનદાસ, વડોદરા
૩૨. રા. ઈશ્વરદાસ જોઈતનદાસ, સરઢવ
૩૩. રા. ઈશ્વરભાઈ મહાદેવભાઈ કોન્સીલીએટર, નરોડા
૩૪. રા. લાલજીભાઈ કલ્યાણજીભાઈ દેસાઈ, પાટડી



તેમણે પાટડી દરબારસાહેબની સલાહ લેવી. તેમાં અમદાવાદ, વિરમગામ, પાટડી, સુરત, વડોદરા વગેરે સ્થળોના બીજા પણ સદ્ગૃહસ્થોને સામેલ કરવા. આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

* * *

આ હસ્તપત્રિકા (નાતના બંધુઓને વિનંતી) ઊંઝામાં અને આસપાસનાં ગામોમાં તેમજ અમદાવાદ શહેરમાં છૂટે હાથે વહેંચાઈ હતી.

## નાતના બંધુઓને વિનંતી

વડોદરા રાજ્યના મહારાજા શ્રી સયાજીરાવે બાળલગ્ન થતાં અટકાવવા એક કાયદો કર્યો છે. તેથી આપણા કડવા પાટીદારમાં ચાલતા આવેલા બાર વર્ષે લગ્ન કરવાના ખોટા રિવાજને બાધ આવે છે. લગ્નની તારીખ કાઢવામાં આવે અને લગ્ન કરવામાં આવે તો આપણા લોકો દંડની કે કેદની ભારે સજાને પાત્ર થાય અને વિનાકારણ ખરાબ થાય. આમ ન થાય માટે એમણે અમારા ઉપર લગ્નની તારીખ નહિ કાઢવાના મનાઈહુકમ મોકલ્યા છે અને શ્રી ઉમિયામાતાજીમાં પોલીસ ચોકી બેસાડી દીધી છે. તે એટલા સારુ કે કોઈ લગ્ન કાઢવાની તજવીજ ન કરે. આ સંબંધમાં અમે ગાયકવાડ સરકાર સાથે વાતચીત ચલાવીએ છીએ. તેનો નિકાલ આવે લગ્નની તારીખ કાઢવાની તજવીજ કરવામાં આવશે. પણ તે દરમિયાન આપણા ભાઈઓને થતા નુકસાન અને હાડમારીની દરકાર કર્યા સિવાય કોઈ સ્વાર્થી માણસો આપમતલબથી લગ્નની તારીખ બહાર પાડે તો તે ખોટી સમજવી અને તે પરથી લગ્ન કરવા નહિ.

તા. ૨૧-૧૨-૧૯૦૯ લિ. સેવક

**પા. કેશવલાલ છકડસી**
એક્ટિંગ પ્રેસિડન્ટ,
શ્રી ઉમિયામાતાજી સ્વસ્થાન કમિટી

* * *

આ હસ્તપત્રિકા (શુભ સૂચના) અમદાવાદમાં અને એ લોકોને જ્યાંથી કન્યાઓ મળતી હતી તે ગામોમાં છૂટે હાથે વહેંચાઈ હતી તથા અમદાવાદમાં પ્રકટ થતા **ગુજરાતી પંચ**ના તા. ૧૬મી જાન્યુઆરી સન ૧૯૧૦ના અંકમાં પાને ૧૪મે છપાઈ હતી.

## શુભ સૂચના

૧. કડવા જ્ઞાતિબંધુઓને આથી સૂચના કરવામાં આવે છે કે જે ભાઈઓ કડવા કણબીની નાતના છે તેઓએ લગ્નપ્રસંગમાં જે કન્યાનો બાપ વરના બાપને ચાંલ્લો આપે તે રકમ તથા વરકન્યાને મળેલી બક્ષિસની રકમ વરકન્યાના બાપ કહે અને પસંદ કરે તેને ત્યાં પલ્લા તરીકે જમે કરાવવી.
૨. ચાંલ્લાની રકમ સિવાય વરનાં સગાંવહાલાં જે કોઈ કન્યાના બાપ તથા તેનાં સગાંવહાલાંને ત્યાં આવે તેને કોઈને પણ ફક્ત (૧) એક શ્રીફળ સિવાય આપવું નહિ ને વરના બાપ તરફથી નોતરું દેવા વગેરે જે કોઈ આવે તેને પણ એક શ્રીફળ સિવાય બીજું કાંઈ આપવું નહિ.
૩. સ્ત્રીની ઉંમર ૨૫ વર્ષની થાય નહિ ત્યાં સુધી નાતરું કરવું નહિ.
૪. જ્યારે કન્યાને સાસરે વળાવવાનો વખત થાય ત્યારે ફક્ત કન્યાના બાપે વરના બાપને રૂ. ૯/- પગેપરણા તરીકે આપવા. તે સિવાય કંઈપણ કરિયાવર આપવો - લેવો નહિ.

આ પ્રમાણે મહેરબાની કરીને અમારી વિનંતી કડવા કણબીની નાતના શઠિયા પટેલિયાઓ તથા તમામ ભાઈઓ ધ્યાનમાં લેશોજી.

લિ. આપના વિશ્વાસુ સેવકો

| | |
|---|---|
| **પટેલ ચુનીલાલ ચમનલાલ** | **શેઠ ચંદુલાલ માધવલાલ** |
| **પટેલ બોગાભાઈ ગગલદાસ** | **શેઠ મગનલાલ મણીલાલ** |
| **પટેલ હઉસાભાઈ દામોદર** | **પા. મોહનલાલ મોતીલાલ** |
| **પટેલ દ્વારકાદાસ છકડસી** | **પા. નાથાલાલ રામચંદ્ર** |
| **પટેલ બળદેવદાસ ગિરધારી** | **પા. કેશવલાલ રામચંદ્ર** |
| **પટેલ છબિલદાસ જેકીશનદાસ** | **પા. દામોદર અમરતલાલ** |

* * *

આ હસ્તપત્રિકા (જાહેરખબર) છૂટી વેચાઈ હતી તથા તા. ૩જી ફેબ્રુઆરી ૧૯૧૦ના વડોદરામાં પ્રકટ થતા **સયાજી વિજય**માં છપાઈ હતી.

### શ્રી ઉમિયામાતાજીની જય

### જાહેરખબર

અમો નીચે સહી કરનાર મોજે ઊંઝા તાલુકે સિદ્ધપુર પ્રાંત કડીના મોલ્લોત તથા રૂસાત પાટીના કડવા પાટીદારો આ ઉપરથી સર્વે લોકોને



જણાવીએ છીએ કે અમારા મજકુર ગામ ઊંઝામાં આખા હિન્દુસ્તાન દેશના કડવા પાટીદાર જ્ઞાતિનાં કુળદેવી શ્રી ઉમિયામાતાજી છે અને તે શ્રી ઉમિયા માતાજીની રૂબરૂ એક વખત નવે વરસે અને બીજી વખત અગ્યારે વરસે તમામ પાટીદાર બંધુઓ તરફથી પરંપરાથી ચાલતા આવતા રિવાજ મુજબ લગ્ન કાઢી દેશદેશાવર લગ્નપત્રિકાઓ અમો મોકલાવીએ છીએ. ઉપર પ્રમાણે તમામ કડવા પાટીદારો તરફથી અમો પરંપરાથી ચાલતા આવેલા રિવાજને અનુસરી લગ્ન કાઢી લગ્નપત્રિકાઓ મોકલાવીએ છીએ તેમાં વિઘ્ન નાખવાથી તમામ કડવા પાટીદાર જ્ઞાતિની લાગણી દુભાશે તેનો વિચાર કર્યા સિવાય અમારામાંથી કેટલાંક ભોળા અને અજ્ઞાન માણસોને આડુઅવળું સમજાવી અમદાવાદવાળા શેઠ બેચરદાસ અંબાઈદાસ લશ્કરીવાલા તરફથી પટેલ કેશવલાલ છકડશી અત્રેના શ્રી ઉમિયામાતાજીના મંદિરની દેખરેખ રાખવા કડવા પાટીદાર કોમ તરફથી રાખેલા માણસ ભટ્ટ ગણપતરામ લલ્લુભાઈની મદદથી અમારા ગામમાં ખટપટ કરી એક દસ્તાવેજરૂપ કાગળ બતાવી સહીઓ કરાવી હક ઉત્પન્ન કરવા તજવીજ કરે છે તેથી આ જાહેરખબરથી તમામ માણસોને અમે જણાવીએ છીએ કે શ્રી ઉમિયાજી માતાજીની રજાથી મુદતસર રિવાજ પ્રમાણે લગ્ન કાઢવાનો હક અમારો હયાત પુરુષોનો તેમજ અમારા ભવિષ્યના વારસોનો છે અને તે હક કડવા પાટીદાર જ્ઞાતિની સંમતિથી અમો પરંપરાથી ભોગવીએ છીએ તેથી પાટીદાર કોમની સંમતિ સિવાય સદરહુ લગ્નના હક અમારી પાસેથી ઉપર લખેલા માણસો વગેરે કોઈપણ માણસને કોઈપણ પ્રકારે દસ્તાવેજ લખી લેવાનો અધિકાર નથી તેમજ અમો પૈકી કોઈને સદરહુ હક સંબંધી કાંઈપણ પ્રકારે દસ્તાવેજ લખી આપવાનો હક નથી પણ તે હક ભોગવવાનો અધિકાર છે માટે તે સંબંધી કોઈ માણસે કંઈ દસ્તાવેજ અગર બીજો કાંઈ ઉપાય કર્યો હશે અગર કરશે તો તે રદબાતલ છે એમ સમજવું.

તા. ૨૭ જાન્યુઆરી સને ૧૯૧૦.

એમાં પા. શામળદાસ બાજીદાસ, પા. માનાદાસ ઝવેરદાસ, પા. દાનાશંકર અને બીજા ૨૪૧ પટેલોની સહીઓ છે.

* * *

આ હસ્તપત્રિકા (જાહેરખબર) છૂટી વેચાઈ હતી.

**જાહેરખબર**

કડવા પાટીદાર સર્વ ગ્રહસ્થોને ખબર આપવામાં આવે છે કે તા. ૨૯મી જાન્યુઆરી સને ૧૯૧૦ના સાંજ વર્તમાન પ્રેસમાં પટેલ કેશવલાલ છકડદાસે છપાવેલું છે તે તદ્દન ખોટું છે. તેની હકીકત નીચે પ્રમાણે છે :

તે કંઈ કડવા કણબીની ન્યાતના શેઠ નથી અને તેમને લગ્ન કાઢવાનો હક નથી. તેમ પટેલ શંભુપ્રસાદ બેહચરદાસ કડવા કણબીની ન્યાતના શેઠ નથી. તેમ તેમને પણ ઊંઝા ગામના જે ઉમિયામાતાજીનું દેરૂં આવેલું છે ત્યાંથી જે લગ્ન અમારી ન્યાતના નીકળે છે તે કાઢવાનો તેમનો પણ કંઈ હક નથી. તે હક ફક્ત અમદાવાદના પટેલો તથા ઊંઝા ગામમાં કડવા કણબીની ન્યાતની બે પાર્ટી છે તેમાં પાર્ટીનું નામ રોહાત છે અને બીજી પાર્ટીનું નામ મોલાત છે. તે બે પાર્ટી તથા અમદાવાદના પટેલો મળીને માતાજીના દહેરામાંથી વિધિ કરાવીને લગ્ન કાઢવાનો હક છે અને પાર્ટીમાંથી જે પાર્ટીને અમદાવાદ આવવાનો વારો હોય તે પાર્ટી અમદાવાદમાં પટેલોને ઘેર આવવાનો હક છે ત્યારપછી વસંતપંચમીને દિવસે લગ્નની તારીખ ખૂલી કરવાને સારું વરઘોડો ચઢાવવામાં આવે છે તે વરઘોડો કે જ્યાં અસારવા ગામ આવેલું છે. ત્યાં નીલકંઠ મહાદેવનું દેરૂં આવેલું છે. ત્યાં જઈને તોરણ બાંધવામાં આવે છે ત્યારપછી પટેલોને ચાંલ્લા થાય છે તે પછી લગ્નની કંકોત્રી વંચાય છે. તે પછી વરઘોડો પાછો અમારે ઘેર આવે છે. તે લગ્નની કંકોત્રી વધાવી લેવામાં આવે છે. તેવી રીતે અમારે ત્યાં આજકાલ કરતાં બસો - ત્રણસો વરસથી આવે છે અને તેના દાખલા પણ અમારી પાસે છે.

વિશેષમાં જણાવવામાં આવે છે કે હાલમાં નામદાર ગાયકવાડ સરકારે બાળલગ્ન થતાં અટકાવવાને સારું માતામાં જે ચોકીપહેરો બેસાડ્યો છે તે ફક્ત નામદાર ગાયકવાડના રાજ્યને માટે છે. કંઈ બ્રિટિશ રાજ્યને માટે નથી. માટે તે લગ્ન હાલમાં ઊંઝા ગામની જે બે પાર્ટી છે. તેમનાથી અમારી સાથે અવાય તેમ નથી તેમ તેમનાથી લગ્ન કાઢી શકાય તેમ નથી. માટે તે લગ્ન હાલમાં કાઢવાનો હક અમદાવાદના પટેલોનો છે.

વિશેષમાં જણાવવામાં આવે છે કે સંવત ૧૯૨૭ની સાલમાં પટે



બેહચરદાસ અંબાઈદાસે ન્યાત કરેલી તે વખતે પટેલોની રજા લીધેલી અને પટેલોની ચાંલ્લા કરી રૂ. ૧૧ તથા શ્રીફળ આપી ન્યાતની રજા લીધેલી તે વખતે પણ પા. બેહચરદાસને પણ ચાંલ્લો કરવામાં આવ્યો નથી. પણ તે પહેલાં પણ કોઈ દિવસ આવેલો નથી. તેમ સંવત ૧૯૪૬ની સાલમાં પટેલ શંભુપ્રસાદ બેહચરદાસે તેમનાં પિતાશ્રી ગુજરી ગયેલા તે વખતે પા. શંભુપ્રસાદે ન્યાત કરેલી તે વખતે ઉપર લખ્યા પ્રમાણે શંભુપ્રસાદ વર્તેલા તો પણ તેમને પણ ન્યાત તરફથી ચાંલ્લો કરવામાં આવ્યો નથી. તેમ બીજા ગૃહસ્થોએ ન્યાતો કરેલી તે વખતે પણ શંભુપ્રસાદને ચાંલ્લો કરવામાં આવ્યો નથી. તેમ તેમનો કંઈપણ હક નથી. માટે વંશપરંપરાથી અમારો હક છે. પટેલ બેહચરદાસ અંબાઈદાસે સંવત ૧૯૩૬ની સાલ પછી જે માતાનાં દેરાં પાછળ ધાબાવાળી પડાળી તથા માનસરોવર કરાવી તેમને સુધારો કરેલો તે બાબતનો ખર્ચ તથા જે ઉઘરાણું આવેલું તેનો હિસાબ તથા માતાજીની શી શી વ્યવસ્થા કરવી તથા દાગીના સંભાળવા અને કોઈ માણસ તેમાંથી ખાઈ જાય નહિ તેને વાસ્તે કમિટી કરેલી છે પણ લગ્ન સંબંધી નથી. તેમ તેમને કંઈપણ હક આપવામાં આવ્યો નથી. માટે ઘણાં વરસોથી લગ્નની કંકોત્રી અમારે ત્યાં આવે છે ત્યારપછી અમારી તરફથી બહારગામ લગ્નની કંકોત્રીઓ કે જ્યાં કડવા પાટીદારોને ત્યાં જે ગામના આગેવાન હોય તેમને ત્યાં અમારી તરફથી મોકલવામાં આવે છે માટે પટેલ શંભુપ્રસાદ બેહચરદાસ તથા તેમનાં કોઈપણ માણસ લગ્નની તારીખ લાવે તે ખોટી સમજવી અને તે લગ્ન કબૂલ કરવા નહિ. જ્યારે અમારી તરફથી લગ્ન ખાસ ઊંઝામાં જઈને કાઢવામાં આવશે. કારણ કે માતાજીનું દેરૂં છે તે સાર્વજનિક છે અને તે લગ્ન કાઢવા જવાને સારું નામદાર ગાયકવાડ સરકારને અરજી કરવામાં આવશે કે જેથી કંઈ હુલ્લડ થાય નહિ તેવો બંદોબસ્ત કરે તેવી રીતની અરજી નામદાર ગાયકવાડ સરકારને કરવી. એ જ.

તા. ૨-૨-૧૦ **લિ. પટેલ પ્રાણજીવન ડાહ્યાભાઈ**

**સા. દા. પોતે**

* * *

આ હસ્તપત્રિકા (જાહેરખબર) છૂટી વેચાઈ હતી.

## જાહેરખબર

હું નીચે સહી કરનાર પટેલ મનસુખરામ પ્રેમજી આ ઉપરથી સર્વ કડવા પાટીદારભાઈઓને જાહેર કરું છું કે તા. ૨-૨-૧૯૧૦ના દિવસે પ્રાણજીવનદાસ ડાહ્યાભાઈ તરફથી લગ્ન બહાર પાડવાના હક્ક સંબંધે જાહેરખબર બહાર પાડવામાં આવી છે તે તદ્દન ખોટી અને નાપાયાદાર છે. કારણ કે ઘણા વખતથી મારા વડીલ પટેલ વસ્તાઘેલજી અને શેઠ બેહચરદાસ અંબાઈદાસ લશ્કરીને ત્યાં લગ્નનો બીડો દર લગ્નપ્રસંગે આવે છે તેવી રીતે યોગ્ય વખતે ગામ ઊંઝા માંહેનાં શ્રી ઉમિયામાતામાંથી લગ્નનો બીડો અમારે ત્યાં આવશે માટે અમારા તરફથી જે લગ્ન જાહેર કરવામાં આવે તે જ ખરાં સમજવાં અને તે સિવાય બીજા કોઈ લોકો તરફથી લગ્ન જાહેર કરવામાં આવે તો તે માનવાં નહિ.

તા. ૬-૨-૧૯૧૦ **પટેલ મનસુખરામ પ્રેમજી અસારવા સહી દા. પોતે**
શાહપુર, ગોઝારિયાની પોળ

* * *

આ હસ્તપત્રિકા (વિવાહની વધાઈ) છૂટી વેચાઈ હતી તેમજ ગુજરાતી પંચના તા. ૧૩મી ફેબ્રુઆરી ૧૯૧૦ના અંકમાં ૨૦મા પાને છપાઈ હતી.

## વિવાહની વધાઈ

કડવા પાટીદાર જ્ઞાતિ સમસ્ત ભાઈઓને વિનંતી સાથે ખબર આપીએ છીએ કે મોજે ઊંઝાની મોલ્લોત પાટીના પટેલ શામળદાસ બાજીદાસ તથા રૂસાત પાટીના પટેલ ઉગરદાસ રામચંદદાસની સહીઓનો શ્રી ઉમિયાજી માતાજીની આજ્ઞાથી કાઢેલો લગ્નપત્રિકાનો પડો લઈ અસલના રિવાજ મુજબ લગ્નીઆ અમારે ત્યાં તેઓએ મોકલ્યા છે પરંતુ લગ્ન વાંચવાનો અને તોરણ બાંધવાનો વરઘોડો ચઢાવવા વિલંબ થાય તે દરમિયાન બીજા કોઈ તરફથી લગ્નની ખોટી તિથિઓ જાહેર થાય તેથી આપણા કડવા પાટીદાર બંધુઓ આડે રસ્તે ન દોરવાય તેથી લગ્નની તિથિઓ આગળથી જાહેર કરવામાં આવે છે તે નીચે મુજબ.



## લગ્નમુહૂર્ત

સંવત ૧૯૬૬ના વૈશાખ સુદ ૧ વાર મંગળવાનું મોટું લગ્ન છે.
સંવત ૧૯૬૬ના વૈશાખ સુદ ૧૧ વાર ગુરુવારની માંડવ રાત છે.

| | |
|---|---|
| અમદાવાદ | **પટેલ ચુનીલાલ ચમનલાલની** |
| કડવા પાટીદાર જ્ઞાતિના | **સહી દા. પોતે** |
| પટેલો | **પટેલ ભગુભાઈ તરભોવનદાસ** |
| તા. ૮-૩-૧૦ | **સહી દા. પોતે** |

* * *

આ જાહેરખબર છૂટી વેચાઈ હતી તથા ગુજરાતી પંચના તા. ૧૩મી ફેબ્રુઆરી ૧૯૧૦ના અંકમાં છપાઈ હતી.

## જાહેરખબર

અમો નીચે સહી કરનાર પટેલ શામળદાસ બાજીદાસ તથા પા. ભાયચંદ કસલાદાસ ગામ ઊંઝા તાલુકે સિદ્ધપુરના મોલ્લોત તથા રૂસાત પાટીના અમારા તમામ ભાઈઓની સંમતિથી આ પરથી સર્વે કડવા પાટીદાર બંધુને જાહેર કરીએ છીએ કે ગાયકવાડી રાજ્યમાં અમારા મજકુર ગામમાં આવેલા શ્રી ઉમિયામાતાજીના મંદિરમાંથી પરાપૂર્વથી શાસ્ત્રયુક્ત વિધિપૂર્વક લગ્નની તારીખો મુકરર કરી લગ્નપત્રિકાનો પડો અમદાવાદમાં આપણી સમગ્ર કોમના શેઠ વનમાળીદાસવાળા તથા પટેલ કુટુંબવાળા ઉપર મોકલાવ્યા બાદ ત્યાં લગ્નતિથિઓ જાહેર થયા પછી અમો અત્રેથી લગ્ન પત્રિકાઓ અમારી બંને પાટીઓની સંમતિઓથી દેશપ્રદેશ બ્રાહ્મણો સાથે મોકલાવીએ છીએ તે જ મુજબ લગ્ન કાઢી યોગ્ય વખતે સર્વે પાટીદાર બંધુઓને પહોંચાડવામાં આવશે.

હાલ અમારા સાંભળવામાં આવ્યું છે કે અમદાવાદવાળા પટેલ બેહચરદાસ અંમાવીદાસ અમારી નાતના શેઠ અગર પટેલ નહિ છતાં તેમનાં જમાઈ પટેલ કેશવલાલ છકડસી તેમની તરફથી બિન હકે આપણા પરાપૂર્વનો રિવાજ તોડીને અમારી સંમતિ સિવાય શીરજોરીથી ખટપટ કરી વગર વિધિએ ખોટાં લગ્ન કાઢવા તથા અસલથી ચાલતા રીવાજો વિરુદ્ધની મુદતની માંડવરાત કાઢવા ધારે છે તેથી સર્વે પાટીદાર બંધુઓને ખબર આપવાની કે અમારી સહીઓ સિવાય

પટેલ બેહચરદાર અંમાવીદાસ તરફથી પટેલ કેશવલાલ છકડસી અગર બીજો કોઈ માણસ લગ્ન તથા આપણા પરંપરાના ચાલતા રિવાજ વિરુદ્ધ માંડવરાત કાઢે તો તે આપણી માતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન હોવાથી કોઈ પાટીદાર બંધુએ માન્ય કરવું નહિ. તા. ૭-૨-૧૯૧૦

**૧ શામળદાસ બાજીદાસ દા. પોતે મલોત પારટી**

**૧ પટેલ ભાઈચંદ કસલદાસ સહી દા. પોતે રૂસાત પારટી**

અમો નીચે સહી કરનાર ગામ સિદ્ધપુરના ભટ્ટ કૃપાશંકર કેશવદાસના પરિવાર સમસ્ત વેદેગરામ ભટ્ટ બ્રાહ્મણો આથી ખબર આપીએ છીએ કે ઉપર લખેલી બંને પાટીઓની સંમતિથી અમો શ્રી ઉમિયા માતામાં પરંપરાથી ચાલતા આવતા રિવાજ મુજબ શાસ્ત્ર મુજબ વિધિ કરી લગ્નનો પડો ઉપર લખેલી બંને પાટીઓને આપીએ છીએ ને તેઓ તરફથી અમદાવાદના શેઠ તથા પટેલને ત્યાં લગ્નપત્રિકાનો પડો મોકલાવ્યા બાદ દેશપ્રદેશ બ્રાહ્મણોની સાથે લગ્નની કંકોત્રી મોકલાવવામાં આવે છે છતાં અમદાવાદવાળા પટેલ બેહચરદાસ અંબાવીદાસવાળા તરફથી પટેલ કેશવલાલ છકડસી અગર તેમની તરફથી બીજો કોઈ માણસ બિનઅધિકારે લગ્ન કાઢે તો તે ખોટાં સમજવા ને માન્ય કરવા નહિ. તા. ૭-૨-૧૯૧૦

**૧ ભટ્ટ ઉમિયાશંકર મોતીરામની સહી દા. પોતે**

**૧ ભટ્ટ જગન્નાથ ધીરજરામની સહી દા. પોતે**

**૧ ભટ્ટ ગણપતરામ દયાશંકરની સહી દા. પોતે**

**૧ ભટ્ટ નર્મદાશંકર ગૌરીશંકરની સહી દા. પોતે**

**૧ ભટ્ટ મણીશંકર પૂજીરામની સહી દા. પોતે**

તા. ૯-૨-૧૦

* * *

આ હસ્તપત્રિકા (કડવા કણબીના લગ્નનું મુહૂર્ત) છૂટી વેચાઈ હતી તથા તા. ૧૩મી ફેબ્રુઆરી ૧૯૧૦ના ગુજરાતી પંચના અંકમાં છપાઈ હતી.

### શ્રી ઉમિયા જયંતી

આપણી કડવા જ્ઞાતિની કુળદેવી શ્રી ઉમિયામાતાજીએ તા. ૮-૨-૧૯૧૦ના રોજ આપણી જ્ઞાતિમાં લગ્ન કરવાની આજ્ઞા આપી છે.



## તે શુભમુહૂર્ત તિથિઓ નીચે મુજબ છે

### લગ્નની શુભમુહૂર્ત તિથિઓ

| સંવત ૧૯૬૬ની સાલ પ્રથમ લગ્ન લગ્ન | | માંડવ રાત્રિ અથવા બીજું<br>સંવત ૧૯૭૧ની સાલ |
|---|---|---|
| શ્રી ગણેશ બેસાડવાના<br>રવિવાર<br>(કામા ગણેશ) | ચૈત્રવદી ૩ બુધવાર | બીજા વૈશાખ સુદી ૨ |
| શ્રી માંડવા મુહૂર્ત<br>સોમવાર<br>શ્રી માણેક સ્થંભ | ચૈત્રવદી ૪ ગુરુવાર | બીજા વૈશાખ સુદી ૩ |
| શ્રી ગૃહસાંતિક<br>શ્રી મોટા ગણેશ<br>શ્રી ઉકરડી નોતરવાની | ચૈત્રવદી ૮ સોમવાર | બીજા વૈશાખ સુદી ૮ |
| શ્રી લગ્ન કરવાનો<br>સોમવાર<br>શુભ દિવસ ચૈત્ર | વદી ૧૦ બુધવાર | બીજા વૈશાખ સુદી ૦ |
| શ્રી ઉકરડી ઉઠાડવાની | વૈશાખ સુદી ૨ બુધવાર | બીજા વૈશાખ વદી ૨ રવિવાર |

એવી રીતે ઉપર મુજબ લગ્ન કરવાની શુભમુહૂર્ત તિથિઓ છે. લગ્ન નીકળતી વખતે ગાયકવાડી રાજ્યના અમલદારો હાજર હતા. તેમનાં રૂબરૂ લગ્ન કહાડવામાં આવ્યા છે. તે બાબતનું સર્ટિફિકેટ આ નીચે છે :

એ જ તા. ૧૧-૨-૧૯૧૦ પ્રસિદ્ધ કરનાર

**પટેલ કેશવલાલ છકડસી**

This is to certify that the marriage dates noted in the Patrika have been fixed today according to the religious rites in vogue among the Kadva Kunbees since many years.

**K. B. Jadhav**
Subba and District Magistrate,
Kadi.

**Camp unjha** 8-2-1910

## અંગ્રેજી ઉપરથી ગુજરાતી

આથી સર્ટિફિકેટ આપવામાં આવે છે કે આ પત્રિકામાં જણાવેલી લગ્નતિથિઓ કડવા કણબીઓમાં ઘણા વરસોથી ચાલતી આવતી ધર્મક્રિયા મુજબ આજે નક્કી કરવામાં આવી છે.

(સહી) **કે. બી. જાધવ**
સૂબા અને ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ
કડી

**મુકામ ઊંઝા** તા. ૮-૨-૧૯૧૦

* * *

આ હસ્તપત્રિકા (વિવાહનું વગોણું) છૂટી વેચાઈ હતી.

## વિવાહનું વગોણું

આપ જાણો છો કે લોકોની શારીરિક તેમજ માનસિક સ્થિતિ સુધારવા નામદાર ગાયકવાડ સરકારે बाळलग्न प्रतिबंधक निबंध, નામનો કાયદો ઘડ્યો છે. જો ઊંઝામાં લગ્ન નીકળી જાહેર થાય તો તે નામદારના રાજ્યમાં વસ્તી કણબીઓની મોટી જબરી સંખ્યા પોતાના ૪૦ દિવસ સુધીની ઉંમરના તમામ કુંવારાં બાળકોને પરણાવી કાયદેસરની સજામાં ફસાઈ જાય અને ગુનેગારોની એક મોટી નિર્ધન સંખ્યાને કાયદાસર સજા કરવી પડે. આ ઉપાધિને મૂળમાંથી જ દાબી દેવા તે નામદારે ઉમિયામાતાના મંદિરે ચોકી બેસાડી લગ્ન કાઢવા અટકાવ કર્યો છે. તેથી જ્યાં સુધી તેવા કાયદાને અનુસરી લગ્ન કરવાની આપણે બાયધરી ન આપીએ ત્યાં સુધી તે ચોકી ઉઠાડી કોઈને પણ લગ્ન કાઢવા દે તે વાત સ્વપ્ને પણ માનવા જેવી નથી. આ ઉપરથી શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજે તે નામદાર કાયદાની શરતો સાચવી માતાજીની આમન્યા ન લોપાય તેવો વચલો રસ્તો કાઢવા ઊંઝા કમિટી તથા તેના પ્રેસિડેન્ટને મદદ કરવા એક કમિટી નીમી છે, તેથી ખાસ સૂચના કરવાની કે તે કમિટી, ઊંઝા કમિટી તથા પ્રેસિડેન્ટ. પાટડીના નામદાર દરબાર સાહેબ, પાટડી, વીરમગામ, અમદાવાદ, દશકોષી, ભાલ તથા પાટણવાડાના આગેવાનો વગેરે મળી જ્યાં સુધી ગાયકવાડી પ્રજા દંડાઈ ન જાય અને જ્ઞાતિમાં છૂટાં લગ્ન ન થઈ જાય અને ગાયકવાડ સરકારના કાયદાની શરતો સચવાય તે માતાજીની આમન્યા ન લોપાય તેવો



વચલો રસ્તો કાઢી ગાયકવાડની સંમતિનું સર્ટિફિકેટ ન મેળવે ત્યાં સુધી કોઈ પણ પક્ષ 'અમે માતાજીમાં લગ્ન લાવ્યા છીએ' એવી ગપ ઉડાવે તો તે બિલકુલ મનાશે નહિ. પરંતુ તેથી ઊલટું તેનું એવું પરિણામ આવશે કે કેટલાક લગ્ન માની વિવાહ કરશે ને કેટલાક આવા વખતે લગ્ન નહિ કરે પણ મરજી આવશે ત્યારે કરશે એટલે છૂટા લગ્ન થઈ જશે. ગાયકવાડી ભાઈઓ લગ્ન નીકળ્યાં માની લગ્ન કરી બીચારા દંડાઈ જશે માટે લગ્ન સંબંધી ખોટી રીતે હિલચાલ કરતા હોય તેમણે આ ઉપરથી ખાસ લક્ષમાં રાખવું કે ઉપરની રીતે સહુની સલાહ વિના જ આવા અગવડભરેલા વખતમાં જો કોઈ એકાએક ખોટી પોલિશી કે પ્રપંચથી લગ્ન કાઢશે અગર જાહેર કરશે તો તે કદી પણ સર્વમાન્ય થશે નહિ અને ઉપર મુજબ ગાયકવાડી પ્રજા દંડાઈ જશે અને લગ્નની એકતા છે તે વીખરાઈ જઈ છૂટાં લગ્ન થઈ જશે તેથી જ્ઞાતિમાં ઠામઠામ કંકાશ અને કુસંપ થઈ તડ પડશે અને જ્ઞાતિ ભારે ખર્ચાના બોજામાં આવી જશે, તેના અપવાદના અને જોખમના ભાગીદાર જે લગ્ન કાઢશે તે જ પુરુષો છે અને આવી રીતે ગાયકવાડી પ્રજાને આડા રસ્તે દોરવા માટે જે કાયદાની જવાબદારી રહેશે તે પણ તેને જ શીર રહેશે તે નક્કી સમજવું.

**લિ. દેસાઈ લાલભાઈ ગોપાળભાઈ - વીરમગામ**

* * *

આ લેખ (શું કડવા પાટીદારોમાં લગ્ન થશે કે) મુંબઈમાં પ્રગટ થતા આર્ય પ્રકાશના તા. ૧૩મી ફેબ્રુઆરી, ૧૯૧૦ના અંકમાં પ્રકટ થયો હતો.

## શું કડવા પાટીદારોમાં લગ્ન થશે કે ?

હાલમાં કડવા પાટીદારોમાં મુદતીયાં લગ્ન સંબંધી ખૂબ ચર્ચા ચાલે છે. આ બાબતમાં આજકાલ ઉપરનો પ્રશ્ન જ્યાં ત્યાં પુછાય છે. કડવા પાટીદારોમાં જ આ પ્રશ્ન પુછાય છે એમ નથી, પણ પરજ્ઞાતિના માણસો પણ તે સવાલ બહુ બારીકીથી પૂછે છે કારણ તેમાં તેમને પણ કાંઈ લાભ-હાનિ રહેલી છે. લગ્નમાં ખપતો માલ જે વેપારીઓ રાખે છે તેમને પોતાનો માલ ખપાવવા સારુ કડવાના લગ્ન થશે કે નહિ એ સવાલ પૂછીને તજવીજ કરવાની ઘણી કાળજી હોય એ સ્વભાવિક છે. બ્રાહ્મણો પણ પોતાની રોજી તેમનાં લગ્ન થાય તો વિશેષ પ્રમાણમાં ચાલે એ આશામાં પૂછપરછ કરવાને લલચાય એ પણ

નથી પરંતુ અમારું હિત કર્તા છે. સને ૧૯૦૪માં 'બાળલગ્ન પ્ર. નિબંધ' ઘડાયા બાદ - તેનો લાભ લેવા માટે જે મહાન પુરુષાર્થ કરવો જોઈએ તે અમે કરી ચૂક્યા છીએ અને તેનો અમલ અમારા ઉપર સંપૂર્ણ રીતે કરી શકાય તેવા સંયોગો અમે બનાવ્યા છે એમ અમારી જ્ઞાતિના આગેવાનો અભિમાનથી દલીલ કરી શકે. તે કાયદાનો અમે સંપૂર્ણ લાભ લઈ શકીએ તે માટે તેની ૮મી કલમમાં **क** અપવાદ છે તે દૂર કરાવવા માટે અમે લાંબા વખતથી શ્રીમંત મહારાજાને ન્યાય અને પદ્ધતિસર માગણી કરતા આવ્યા છીએ છતાં તે અપવાદની છૂટ અમારી જ્ઞાતિને નહિ મળે અથવા અપવાદ **क** દૂર કરવામાં આવશે. એવો સંતોષકારક જવાબ અમને અત્યાર સુધી મળ્યો નથી! એ અમારી જ્ઞાતિ માટે તો અજાયબી ભરેલી બાબત છે. જ્યારે ન્યાય અને પદ્ધતિસર કોઈ હિલચાલ અમારી સામે નથી પરંતુ સમસ્ત જ્ઞાતિના પ્રતિનિધિઓ-બ્રિટિશ તેમજ અન્ય દરેક દેશી રાજ્યની અમારી પ્રજા - તે માટે લાંબા વખતથી પદ્ધતિસર માગણી કરે છે ત્યારે તેનો સંતોષકારક જવાબ નહિ મળવાથી આવા નામધારી સેક્રેટરીઓને અમારી જ્ઞાતિહિતવાળી પ્રવૃત્તિમાં આડે આવવાનાં કારણો બને છે અને 'કાયદાનું વર્તમાન સ્વરૂપ શ્રીમંત સરકારનો ઉચ્ચ હેતુ પાર પાડવાને શક્તિમાન થતું નથી.' એવી દલીલ કરવાનું પણ કારણ મળે છે. પ્રજાની શારીરિક શસક્તતા અને આયુષ્ય મર્યાદા વધારવા માટે બાળલગ્નો અટકાવવાની જરૂરિયાત અહીં તેઓ સ્વીકારે છે, તો હાલના કાયદાનું સ્વરૂપ સુધારવાની તેમની માગણીનો એ જ અર્થ થઈ શકે કે - **क** અપવાદનો લાભ અમને ન મળે એવી કાયદામાં ચોખવટ કરવી અને તે માટેની અમારી માગણીનો લાંબા વખતે પણ અમલ થાય તેવો હુકમ કરવા આપ નામદારે અમારા ઉપર કૃપા કરવી જોઈએ.

(૩) વરકન્યાની ઉંમરનું પ્રમાણ અને ઊભયના ગુણદોષ જોવાપણું એ મુદ્દાની બાબત છે. વૈદકીય બાબતો સાથે શાસ્ત્રોક્ત અને વહેવારિક અનુભવ પણ જે શિખવે છે તે બહુ જરૂરનું છે. લગ્નની સપ્તપદીની પ્રતિજ્ઞાઓનો આશય ન સચવાતો હોય એ લગ્ન જ નથી, તેમાં ધર્મ પણ નથી, તે નહીં સચવાતાં સંસાર દુઃખમય થઈ પડે છે અને આર્ય પ્રજાનું તેજ જે નિસ્તેજ થઈ ગયું છે તેનું એ જ કારણ છે. અપક્વ વયે અમારી નહિ પણ સેંકડો હિન્દુ જ્ઞાતિઓનાં સ્ત્રી-પુરુષોનો સંબંધ થાય છે એ વાતનો અસ્વીકાર કરવામાં તેઓ ના. સરકારને ઠગે છે. અમારામાં મોટી ઉંમરે પુંખણાનો રિવાજ હોવાથી સ્ત્રી-પુરુષનો શારીરિક સંયોગ અપક્વ વયે થતો નથી એવી દલીલ લગ્ન ફેલાવનાર વર્ગ તરફથી કરવામાં આવે



છે. તે પ્રકારે આ જુઠ્ઠી પ્રસિદ્ધ દલીલનો અહીં પણ ઉપયોગ થયો છે. આ જાણીતી દલીલમાં કેટલું સત્ય છે તે જાણવા, પાદરાની સમાજ વખતે - મે. ન્યાયમંત્રી સાહેબને ઇચ્છા થવાથી - તે જ ગામનાં ૮ થી ૧૨ વર્ષનાં બાળકો જેને પરણ્યા પછી વહુ ઘેર આવી હોય તેવાં ૨૦-૨૫ તેમણે પ્રત્યક્ષ જોયાં હતાં. એક જ ગામમાં એટલાં મળી આવે તો સમગ્ર જ્ઞાતિમાં કેટલાં હશે? નાની ઉંમરનાં પુંખણાનું પ્રમાણ આ પ્રત્યક્ષ પુરાવાથી સાબિત થયું છે અને તે પણ મે. ન્યાયમંત્રી સાહેબની રૂબરૂ, તેમની તાત્કાલિક સત્ય જાણવાની ઇચ્છાને લઈને. દરેક ગામમાંથી અને લગભગ દરેક પુંખણું બાળવયે જ થાય છે તેના સેંકડો પ્રત્યક્ષ પુરાવા તૈયાર છે, એટલે વૈદકીય સૂત્ર જે માન્ય હોવાનું અરજદારો સ્વીકારે છે તેને લઈને બાળકોની લગ્નવિધિ થતી સત્વર અટકાવવાની જરૂર છે. તેમજ બાળકોને પરણાવવાની પરવાનગી મેળવવાના હેતુથી જેઓ તેમના માટે કાયદામાં સુધારો કરાવાની માગણી કરવા આવ્યા છે તે એવો કરવો જોઈએ કે - બાળલગ્ન કરવાની ફરજ પાડતી દરેક હિલચાલને અટકાવે અને અજ્ઞાન વર્ગને ખોટું સમજાવી અવળે માર્ગે દોરનાર તેમજ પ્રજાની શસક્તતા અને આયુષ્ય મર્યાદા વધારવામાં વિઘ્નરૂપ જણાય તે દરેકને સજાને પાત્ર ઠરાવે. બાળલગ્નમાં મદદ કરનાર માટે કાયદામાં નામનો દંડ ઠરાવ્યો છે, પરંતુ કાયદાનો ઉદ્દેશ બર નહીં લાવવા દેવામાં દરેક જ્ઞાતિના પટેલ પંચાયતીઓ મુખ્ય કારણ રૂપ થાય છે, તેમને ગુનેગાર ઠરાવાની જે મુશ્કેલીઓ છે તેનો વિચાર કરી તેવો વર્ગ હયાતી ધરાવતો મટી જાય એમ થવાની જરૂર છે. નહીં તો ગમે તેવા ઉચ્ચ અને સારા હેતુથી ઘડાયેલા નિબંધો માટે પણ, અજ્ઞાન જનસમાજને ઉશ્કેરવાની વિનાશકારક પદ્ધતિનો અંત આવશે નહિ અને શ્રીમંત મહારાજાનો પોતાની પ્રજા પ્રત્યે જે પિતૃભાવ છે તેનું કંઈ સાર્થક થશે નહિ.

(૪) લગ્નની શાસ્ત્રોક્ત વિધિ અટકાવવાનો શ્રીમંતના કાયદાનો ઉદ્દેશ જ નથી, પરંતુ શાસ્ત્રોક્ત વિધિ મટી ગઈ છે તેને અમલમાં લાવવાનો માત્ર એ એક જ ઉપાય છે. એટલે જે પટેલો અગર આગેવાનો પોતાનાં સંતાનોનાં શાસ્ત્રોક્ત આજ્ઞા મુજબ લગ્ન ન કરે તેમની સખત રીતે ખબર લેવાય એવો કાયદામાં સુધારો કરવાની જરૂર છે.

(૫) નિબંધ સત્ત્વરહિત અવાજ કરતો હોય તો નિબંધના અમલની મંદતા એ જ તેનું કારણ હોઈ શકે, તે મંદતા મટાડી દેવાની આ નામધારી સેક્રેટરીઓ તરફેણ કરતા હોય તો તેને અમારો સંપૂર્ણ ટેકો છે. 'ખાલી પાત્રોની માફક આ

કાયદો અવાજ કરે છે' એમ કહેવાનું તેમને એટલા માટે જ કારણ મળે છે કે જેઓ અમારી જ્ઞાતિમાં તેમના જેવા સત્તાધારી છે તેઓ છૂટથી, બેધડક, કાયદાવિરુદ્ધ ચાલવાની અજ્ઞાનવર્ગને સલાહ આપી ઉશ્કેરણી કરી શકે છે. બાળલગ્ન થતાં અટકાવવાની તેમની નેમ નથી પરંતુ તેને ઉત્તેજન આપી કાયદાના બંધનમાંથી મુક્તિ મેળવવા અને તે ન મળે તો એક દિવસે સેંકડો ગુના ઉત્પન્ન કરાવી ના. સરકારને અગવડમાં મૂકવાનો તેમનો છેલ્લો હેતુ છે. તેઓ કાયદા માટે પૂછે છે કે 'તે ખરેખરું બાળલગ્ન અટકાવે છે! કે ફક્ત પ્રજાને ત્રાસરૂપ અંકુશ માત્ર શાસ્ત્રોકવિધિ ઉપર જ મૂકે છે?' આવું પ્રશ્નાર્થ વાક્ય કરી, તેનાથી પ્રજાને ત્રાસ થાય છે અને શાસ્ત્રોક્તવિધિ કરવા ઉપર કાયદો જાણે અંકુશ મૂકે છે, એમ કહી ધર્મશાસ્ત્રોની અવગણના કરવાનો શ્રીમંતના બાળલગ્ન પ્ર. નિબંધનો હેતુ છે એવો ભાસ ખડો કરે છે. કોઈ જાતના આધાર વગરની તેમની આ જાહેર પ્રસિદ્ધિ ખરેખર અજ્ઞાનવર્ગની કાયદા માટે ગેરસમજ ઉત્પન્ન કરાવનારી છે એમ ઠરાવા આપ કૃપા કરશો.

(૬) છઠ્ઠા પેરેગ્રાફમાં અરજદારોની અંતર ઈચ્છા સ્પષ્ટ થયા સિવાય રહેતી નથી. બાર વર્ષના અંતરે લગ્ન થવાની વાત ખોટી છે. સને ૧૯૦૪માં બાળલગ્નનો કાયદો ઘડાયો ત્યાં સુધી લાંબા વખતથી દર દશ વર્ષે એટલે સંવત - ૧૯૦૬, ૧૬, ૨૬, ૩૬, ૪૬, ૫૭, ૬૬ અને છેલ્લાં પાંચ વર્ષે એટલે સંવત ૧૯૭૧માં એ પ્રમાણે જાહેર થયાં છે પણ સં. ૧૯૬૬ પછી અને સં. ૧૯૬૮ના જ્ઞાતિ મેળાવડાના લીધે એવું પરિણામ આવવા પામ્યું છે કે - **જેને જે તારીખે લગ્નવિધિ કરવી હોય ત્યારે થઈ શકે છે.** જે લગ્નવિધિ તેઓ કરવાનું કહે છે અને તેને શાસ્ત્રોક્ત વિધિ કહે છે એમાં કંઈ સત્ય નથી. જૂની લગ્નવિધિ શાસ્ત્રોક્ત નહિ પણ અશાસ્ત્રોક્ત અને અધર્મનો ફેલાવો કરનારી છે, તેના પુરાવામાં માત્ર એક જ કહેવત બસ થશે કે - 'દોઢ છાણું ને ડોકલી ઘી કડવો પરણે રાત ને દી.' આ કહેવત શા માટે પડી ગઈ? **ફૂલના દડા** સાથે છોકરીને પરણાવવી એ કયા પ્રકારની શાસ્ત્રવિધિ! દડાને કૂવામાં નાંખી પછી છોકરીને રાંડેલી ગણી તેને તે પ્રકારના સંસ્કાર કરવા એ શાસ્ત્રવિધિ હશે? ભાડાના વર સાથે - બાહ્યવર સાથે છોડીઓને પરણાવવામાં શાસ્ત્રોક્ત વિધિ કર્યો કહેવાય નહિ. આવા અનેક અધર્મો જૂની પદ્ધતિને ટકાવી રાખવા - નામધારી સેક્રેટરીઓ જેવા આગેવાનોએ જ અમારી જ્ઞાતિમાં દાખલ કરાવ્યા છે. આજે અમારી તે લગ્નપદ્ધતિને શાસ્ત્રોક્ત વિધિ કહેવા જેઓ બહાર આવ્યા છે તેઓને શાસ્ત્રો



ઉપર કેટલી શ્રદ્ધા અને તેના વિષે તેમનું કેટલું જ્ઞાન હોવું જોઈએ તે આપ નામદાર આગળ જોઈ શકશો.

રજોદર્શન પહેલાં દરેક ગુજરાતી હિન્દુ માબાપો પુત્રીઓને સાસરે વળાવી દે છે એ વાત કહેવાને બદલે એક ખોટી દલીલ તેઓ રજૂ કરે છે કે - 'અમારી જ્ઞાતિમાં છોકરી પંદર-સોળ વર્ષની ઉંમરની થયા પહેલાં એટલે તેને રજોદર્શન થયા પહેલાં બિલકુલ તેના ધણીને ત્યાં સાસરે વળાવવામાં આવતી નથી. આ દલીલમાં કેટલું અસત્ય છે તે ગાંવકર સાહેબે પ્રત્યક્ષ જોયું છે તે ૩જા પેરાના ખુલાસામાં અમે ઉપર જણાવ્યું છે. વળી ગુજરાતી હિંદુઓમાં પરણાવેલી દરેક કન્યાને રજોદર્શન આવી જવાની બીકે અજ્ઞાન માબાપો દશબાર વર્ષની વયે સાસરે વળાવી દે છે એ વાત જાણીતી છે. અમારામાં જે કન્યાઓ રાંડી ન હોય તે અને બાળવયે પરણ્યા પછી રાંડેલી (સેંકડે ૫૦ થી વધારે) તે દરેક પ્રકારની કન્યાનાં માબાપ જેમ બને તેમ પહેલાં એટલે ૮ થી ૧૩ વર્ષની વયે સાસરે મોકલી દે છે. મુદ્દો એ છે કે વરકન્યા વચ્ચે ઓછામાં ઓછું ૬ વર્ષનું અંતર રાખવું જોઈએ તે દલીલ ઉડાવી દેવામાં આવી છે. ૧૨-૧૩ વર્ષની છોકરી સાસરે ગયા પછી એકબે વર્ષમાં વધુ જેવી લાગે છે જ્યારે તેટલી જ ઉંમરનો તેનો પતિ એક બાળક જેવી સ્થિતિનો જ હોય છે. અમારામાં 'બાળક - સ્ત્રી - પુરુષોની શાસ્ત્રોક્ત લગ્નવિધિ થાય છે ખરી' એમ કહી બીજી યુક્તિ વડે એમ કહે છે કે 'તેથી ખરેખરું બાળલગ્ન થતું નથી.' આ યુક્તિ-પ્રયુક્તિ ઉપર મદાર બાંધી નામધારી સેક્રેટરીઓ આપ નામદાર પાસે અરજી ઘડીને આવ્યા છે. પણ વડોદરા રાજ્યની છેલ્લી ગણતરી પ્રમાણે -

## દર હજારે પરણેલાંની સંખ્યા

| ૪ વર્ષની અંદરનાં પરણેલાં | | | ૫ થી ૯ વર્ષનાં પરણેલાં | |
|---|---|---|---|---|
| છોકરાં | છોડીઓ | | છોકરા | છોડીઓ |
| ૧૬ | ૭૫ | વડોદરા પ્રાંત | ૬૯ | ૧૭૮ |
| ૧૦ | ૧૪ | નવસારી પ્રાંત | ૩૮ | ૭૪ |
| ૧૫ | ૧૬ | અમરેલી પ્રાંત | ૩૦ | ૩૩ |
| ૭૫ | ૧૪૭ | કડી પ્રાંત | ૧૮૬ | ૨૮૮ |
| ૩૩૬ | ૬૨૫ | કણવા કણબી | ૬૨૬ | ૮૯૪ |

આપ નામદાર જોઈ શકશો કે બીજી કોઈ પણ જ્ઞાતિ કરતાં બાળલગ્ન પ્ર. નિબંધનો સખ્તાઈથી અમારા માટે અમલ કરવાની જરૂર છે. વળી કહે છે કે - 'અન્ય કોમોના લોકો કરતાં અમારી જ્ઞાતિના લોકોની એકંદર શારીરિક સ્થિતિ તથા આયુષ્યદોરી વધારે મજબૂત જોવામાં આવે છે.' જે વાત આપ નામદારના આ અરજદારોને જોવામાં આવી છે તે એ છે કે - સને ૧૮૮૧થી ૧૯૧૧ સુધીનાં ૩૦ વર્ષોમાં વડોદરા રાજ્યના છેલ્લા વસ્તીપત્રકમાં જણાવ્યા પ્રમાણે, અમરેલી પ્રાંતમાં ૨૩ ટકા જેટલી અને નવસારીમાં ૧૬ ટકા જેટલી વસ્તી વધી છે. જ્યારે કડી પ્રાંતમાં ૧૫ ટકા જેટલી ઘટી છે અને તેમાં પણ વિજાપુર, વિસનગર અને ચાણસ્મા તાલુકાઓમાં જ્યાં અમારી વસ્તીનું પ્રમાણ ઘણું મોટું છે ત્યાં અનુક્રમે ૨૨, ૨૩ અને ૨૫ ટકા જેટલી વસ્તી ઓછી થઈ છે. આ ઉપરથી અમારા કડવા કણબીની આયુષ્યદોરી કેટલી મજબૂત છે તે આપ જોઈ શકશો. આખા રાજ્યની જ્ઞાતિઓમાં કડવા અને લેવા કણબીની વસ્તીનું પ્રમાણ મોટુ છે. વડોદરા પ્રાંતમાં લેવા અને કડીમાં કડવા કણબીઓની વસ્તીનું પ્રમાણ એટલું મોટું છે કે બંને પ્રાંતોની એવરેજ-સરેરાશ ઉપર તે કોમની સંખ્યાનો વધારો ઘટાડો ઘણી જ અસર કરે છે. પુરુષોની સરેરાશ ઉંમર વડોદરા રાજ્યની ૨૨.૭ છે, વડોદરા પ્રાંતમાં ૨૩.૬ આવે છે જ્યારે કડી પ્રાંતમાં તે ૨૨.૧ જેટલી જ છે. આ ઉપરથી કહી શકાય છે કે અમારી કોમનું આયુષ્ય લાંબું નથી પણ ટૂંકુ છે, છતાં તેને લાંબું કહેવામાં આવ્યું છે. જો અપકવ વયે સ્ત્રી-પુરુષનો સંયોગ અમારામાં થતો ન હોય તો આયુષ્ય પ્રમાણ ટૂંકુ શા માટે હોય? અરજદાર સેક્રેટરીઓની પુત્રીઓને જ કેટલી ઉંમરે પરણાવી છે, સાસરે મોકલી છે અને રાંડી છે તે પૂછવાથી જણાઈ આવશે.

(૭) અરજીના ૭મા પેરામાં કહેવામાં આવ્યું છે કે, 'અમારી માફક કેટલેક સ્થળે અન્ય જ્ઞાતિઓમાં પણ બાર વર્ષે લગ્ન કરવાનું ધોરણ અને રીતિઓ ગ્રહણ કરવામાં આવી છે.' આ દલીલ તદ્દન જૂઠી છે. અન્ય જ્ઞાતિઓએ અમારી લગ્નપદ્ધતિ ગ્રહણ કરી નથી પણ તેવી લગ્નપદ્ધતિ ધરાવનારી અમારી જ્ઞાતિ શૂદ્ર છે એમ ઉપહાસ્ય કરે છે. ઈતિહાસનું જાણે તેમને સંપૂર્ણ જ્ઞાન જ હોય તેવો ડોળ કરીને કહે છે કે, 'તોડી શકાય તેવાં વાગ્દાનના બદલે લગ્નની શાસ્ત્રાનુસાર ધાર્મિક વિધિ કરી વરવધૂનાં જોડાં નક્કી કરી રાખવાં કે જેથી કન્યા મોટી થયે, પૈસાની કે બીજી અન્ય લાલચને લઈ, કન્યાનાં માબાપ કે વાલી વાગ્દાનની માફક



પાછળથી ફરી જઈ થયેલી લગ્નવિધિ તોડી શકે નહિ અને કન્યાવિક્રય જેવાં ભયંકર કૃત્યો કરતાં અટકે.' દશ વર્ષે લગ્ન કરવાની પ્રથા અમારામાં સેંકડો વર્ષથી ચાલતી હશે પરંતુ વાગ્દાનને બદલે જ લગ્નવિધિ થતી એ વાત ખોટી છે. દશ વર્ષે લગ્ન કરવાની પ્રથાનો એ હેતુ હતો કે સરેરાશ ૧૫ વર્ષની ઉંમરના બાળક કરતાં નાની વયનાં કોઈ પરણાવી દે નહિ. ૮-૧૦ વર્ષની ઉંમરે વાગ્દાન કરી એક લગ્ન ગયા પછી આવતા બીજા લગ્ને તેમને પરણાવવામાં આવતાં. તે પ્રમાણે થવાથી વરકન્યાની યોગ્યાયોગ્યતા અને એકબીજાની ઈચ્છા જોવાજાણવાનો માબાપ તેમજ વરકન્યાને પણ અવકાશ રહેતો. અસલના વખતમાં વાગ્દાન એટલે લગ્નવિધિ! અને પુખણું એટલે બીજું લગ્ન! એવો અનર્થ નહોતો. અને ૧૫-૧૭ વર્ષની કન્યા સાથે ૨૦-૨૫ વર્ષના વરનાં લગ્ન થતાં અને લગ્ન વખતે જ કન્યાને સાસરે વળાવવામાં આવતી. તેમાં એક નૂતન પરિવર્તન થયું. શાંતિ પ્રસરવાના રાજદ્વારી કારણે દરેક પ્રજાએ શારીરિક શક્તિનો ખ્યાલ તજી દીધો. ધાર્મિક રહેણીકરણીમાં રાજસત્તાની બીક મટી ગઈ એટલે ધર્મગુરુઓ, ઉપાધ્યાયો અને જ્ઞાતિના આગેવાનો, એવા દરેક વર્ગે પોતાનો જ સ્વાર્થ બન્યો રહે એટલા પૂરતી દૃષ્ટિ રાખી. અમારા આગેવાનોએ પોતાની સત્તા જમાવી રાખવા પદ્ધતિસર ઘડાતા કાયદાનું શરણ લીધું અને વરકન્યાની ઈચ્છાથી તૂટી શકે એવાં વાગ્દાનને લગ્ન ઠરાવી દેવાય તો વરકન્યા ઊંચું માથું કરી શકે નહિ એ લાલસાએ વાગ્દાનવિધિને બદલે લગ્નવિધિ શરૂ કરી! કારણ લગ્નવિધિ કર્યા સિવાય - લગ્ન કાયદેસર ગણાય નહિ. તે સાથે ઉત્તરોત્તર એમ પણ ઠરાવ્યું કે કન્યાને ઉંમરે આવ્યા પછી ચૂડો પહેરાવી સાસરે મોકલવી અને તે વખતે પુંખણું પણ કરવું. આ પદ્ધતિ દાખલ કરીને આગેવાનો અને પટેલોએ ઘણા પ્રકારે પોતાનો ફાયદો શોધ્યો.

બાલ્યાવસ્થામાં જ બાળકોને પરણાવી દેવાં એટલે આગેવાની બની રહે.

દરેક લગ્ને તમામ બાળકોને પરણાવી દેવાની જરૂર પડે એટલે પછાત વર્ગને વરકન્યા મેળવવામાં આગેવાન પટેલોની જરૂર પડતી રહે.

લગ્ન વખતના ચાંલ્લા ઉપરાંત પુંખણાનો વિધિ જુદો પડે તો બીજી વખતે પણ કરિયાવર વગેરે નવા હકો લેવા થાય અને તેમના વ્હેલડાના સંગને જમવા-રમવાનું મળે અને તેમ થતાં, ધીમે ધીમે તેમની મોટાઈની સ્થાપના દૃઢ થતી જાય.

આ પરિવર્તન વખતે ગોરબ્રાહ્મણની પણ મદદ લેવામાં આવેલી અને એવો

ઉપદેશ ચાલુ રાખ્યો કે–

''દર દશ વર્ષે એક જ તારીખે તમામ બાળકોનાં લગ્ન કરવાની કુળદેવીની આજ્ઞા છે! અને માતાજીના હુકમથી અમે લગ્ન કહાડીએ છીએ તે પ્રમાણે તમારે ચાલવું!! ૮ વર્ષ કરતાં કન્યા મોટી થઈ જાય તો કન્યા કાળ જાય! કુંવારી કન્યા રહે તો વશ કન્યા કહેવાય!''

આ પરિસ્થિતિમાં ૪૦ દિવસની ઉંમરનાં બાળકોને પણ પરણાવી દેવાનું ધોરણ થયું એટલે ધર્મશાસ્ત્રોની આજ્ઞા અને શારીરિક યોગ્યતા કિંવા ગુણોની સમાનતા તપાસવાની પદ્ધતિ મટી ગઈ. વરકન્યાની ઉંમરમાં કુદરતી રીતે રાખવો જોઈતો તફાવત રહી શક્યો નહિ, કેટલાક પ્રસંગે તો વર કરતાં બે-ત્રણ વર્ષે મોટી કન્યા હોય છતાં તેમને જોડવામાં બાધ ગણાયો નહિ! કન્યા મોટી થઈ જવાના, અને દીકરો કુંવારો રહે તો પટેલની ઈજ્જત જવાના ભયથી આગેવાનોએ ચલાવેલી આ પ્રકારની અંધપરંપરા ચાલતી થઈ. પરિણામ એ આવ્યું કે જેટલા લગ્ન એટલાં કજોડાં થવા લાગ્યાં. તેમ થવાથી દીકરાના બાપોએ એક ઉપર બીજી કરવાનો પ્રથા મોટા પ્રમાણમાં અંગીકાર કર્યો એટલે કન્યાને બાપનાં ઘર સેવવાનો ત્રાસ વધી પડ્યો. ત્યાં સુધી છૂટાછેડા, નાતરાં અને ફૂલના દડાનો પ્રચાર ઘણો જૂજ હતો. દીકરીઓના ત્રાસથી માબાપ કંપવા લાગ્યાં અને તેમનો જન્મ આફત રૂપ લાગવા માંડ્યો, તેને ઉછેરવા તરફ માબાપોની કાળજી મટી ગઈ. આ હકીકત ના. બ્રિટિશ સરકારની જાણમાં આવતાં ઈ.સ. ૧૮૪૯માં કાઠિયાવાડના એ. પો. મેજોર એચ. એસ્ટન સાહેબ તથા રે. જે. એચ મીચલ સાહેબ બંને કડી પ્રાંતમાં ગયા. મિ. વેબ સાહેબે પણ તપાસ કરેલી અને બાળકી હત્યાનો છૂપો રિવાજ ચાલે છે તેની શકમંદ કોમના અમુક વિભાગમાં ગણતરી કરતાં - ૭૧૪૭૦ છોકરા અને ૫૧૭૦૩ છોડીઓની સંખ્યા માલૂમ પડી. ગામડાના આગેવાનોની જુબાનીનો સાર એ હતો કે –

''કન્યાને વોળાવતાં ચાંલ્લો આપવો પડે તે રકમનું પ્રમાણ રૂ. ૨૦૦થી ૬૦૦ જેટલું થઈ ગયું છે! તે ઉપરાંત ઘણા કરિયાવર આપવા પડે છે. પૈસે ટકે પહોંચી શકે તેમ ન હોય તેઓ દીકરીઓ ઉપર સારુ દિલ દેતા નથી. અમારાથી જે ઠેકાણે દીકરીઓ દેવાય છે તે સિવાય બીજે દેવાય નહિ. કદાચ ×× રૂ. ૧૦-૨૦ ખર્ચી કોઈ બાહ્યવર કરે પણ તેવું કામ આબરૂદારથી થતું નથી એટલે દીકરીઓની પરવસી થતી નથી. આવું મોટું ખર્ચ કરી બેત્રણ મહિનાની હોય



તોપણ દીકરીઓને પરણાવીએ છીએ, પરંતુ બીજો વિવાહ આવે કે વરનો બાપ પોતાના દીકરાને પૈસાની લાલચે રૂ. ૫૦૦-૬૦૦ લઈને બીજે પરણાવે છે. (અસલમાં પહેલા વિવાહ વખતે વાગ્દાન થતાં અને બીજા વિવાહ વખતે લગ્નવિધિથી પરણાવવામાં આવતા તેને બદલે વાગ્દાનને લગ્નવિધિ ઠરાવનાર આવા નામધારી આગેવાનોની બુદ્ધિના પ્રતાપે એ પરિણામ આવ્યું.) પ્રથમની પરણેતરને ખોરાકી આપતા નથી અને રખડાવે છે. આવાં અનેક દુઃખોના લીધે દીકરીઓ ઉપર કોઈનું સારું દિલ રહેતું નથી. ××× વગેરે.'

બ્રિશિશ હદના ગામના પટેલે જણાવ્યું હતું કે–

''અમારાં કોઈને વધારે પુત્રીઓ જન્મે અને પૈસા સંબંધી સારી સ્થિતિ ન હોય તો કોઈ દીકરીને હાથે કરીને મારી નાંખતું નથી પણ જેમ ભેંસને પાડી આવે છે તો તેને દૂધ પાઈને લોકો ઉછેરે છે પણ પાડો આવે તો કોઈ ધવરાવતાં નથી તેમ પુત્રીઓનું પણ કરે છે, જેથી ઘસારો મરી જાય છે. ×× વિવાહ આવે ત્યારે બાળકો પરણાવવાં જ પડે. કુંવારા રખાય નહિ ××× વગેરે.''

કન્યાઓના ત્રાસથી તેમનાં માબાપને કોઈ માર્ગ શોધ્યા સિવાય છૂટકો નહોતો એટલે મોટી ઉંમરે દીકરીને વર અને ઘર જોઈને વોળાવાથી દુઃખી ન થાય એ માર્ગ શોધતાં-વિવાહ આવે ત્યારે ગામમાં પરણવા આવ્યા હોય તેવા ગમે તે એકાદ વર સાથે પુત્રીની લગ્નવિધિ કરીને વશકન્યાપણું ટાળવું એવો માર્ગ શોધ્યો. આ વિધિને બાહ્યવર કરવાનું અમારામાં કહેવાય. પણ તેનું પરિણામ એ આવ્યું કે આ ફોગટ પરણેતર બદલ ઠરાવેલી રકમથી સંતોષ નહિ માનતાં, બાહ્યવર કરાવનાર પુત્રીના બાપને, ભાડાના વરના બાપ બીજી લાલચો કરી કનડવા મંડ્યા અને પરણ્યા પછી ફારગતીના કાગળ ઉપર સહી કરી આપવાના અખાડા કર્યા. એવી મતલબથી કે સાચી રીતે પરણેલી અને નામના પરણેતર વાળી બે કન્યાઓમાંથી સારી જણાય તેનો સ્વીકાર કરી શકાય! આ પ્રમાણેના પરિણામથી લગ્નપ્રથા તૂટી જવાની આગેવાનોને બીક લાગી એટલે બાહ્યવરના બદલે કન્યાને ફૂલના દડા સાથે પરણાવવાથી વશ મેણું ટળી જાય એવો માર્ગ કાઢવાની તેમને ફરજ પડી. આ રિવાજ કન્યાનાં માબાપને અનુકૂળ પડ્યો, અને મરવા સૂતેલી તેમની લગ્નપ્રથાને કંઈક શ્વાસ આવ્યો. કારણ કે ફૂલના દડા સાથે પરણેલી કન્યાનું વશપણું ટળી ગયું અને તે રાંડેલા જેવી ગણાઈ છતાં તે માનસિક રીતે માની લેવાની હોવાથી કન્યાનાં માબાપને ત્રાસ લાગ્યો નહિ પરંતુ અસલની

માફક કન્યાને ઉંમરે આવ્યા બાદ સારુ ઠેકાણું જોઈ સાસરે વોળાવી શકાય એવો - છૂટક લગ્નનો પણ બીજા સ્વરૂપે - માર્ગ સહેલાઈથી ખુલ્લો થયો. તે સાથે ખર્ચમાં પણ સારો ફાયદો જણાયો. બાળકન્યા પરણાવીને ખર્ચ કરવાનું જોખમ ખેડવામાં દીકરીને બીજે વોલાવવી પડે તો નવું ખર્ચ થવાની અને દીકરી મરી જાય તો લગ્ન ખર્ચ નકામો જવાની ભીતી મટી ગઈ. તદુપરાંત બે વર્ષની દીકરી મરી જાય તો લગ્નખર્ચ નકામો જવાની ભીતી મટી ગઈ. તદુપરાંત બે વર્ષની દીકરીને પરણાવવા જે રકમ ખર્ચી હોય તે રકમ દીકરી સાસરે વોળાવા જેવી, ૧૨-૧૪ વર્ષની થાય ત્યારે વ્યાજ સાથે બમણી થાય. વળી ઘરમાં પૈસાની તાણ હોય તો દેવાં કરીને કન્યાને પરણાવાના ફરજિયાત સંયોગો તો ઊડી જ જાય છે. એ પ્રકારના અનેક ફાયદાનો તેમને અનુભવ થયો. એટલે છેલ્લી ઘડી સુધી ફૂલના દડાનો પ્રચાર મોટા પ્રમાણમાં વધી ગયો. સારી સ્થિતિ વાળાં સમજુ માબાપોએ પણ પુત્રીનું સુખ જોવા આ રિવાજ ગ્રહણ કર્યો.

અહીં આગેવાનોની સ્થિતિ બહુ કફોડી થઈ. મોટા પ્રમાણમાં પરણનાર કન્યાઓની સંખ્યા ઉપર પ્રમાણે ઘટી ગઈ, ત્યારે તેટલા છોકરા પરણાવવા કોની સાથે? તેમના માટે પણ દડાના બદલે ફૂલની દડીઓનો રિવાજ દાખલ કરે તો લગ્નપ્રથા એટલે હંબગ જેવું થઈ જાય! લાંબી મુદતે એક જ તારીખે લગ્ન કરવાની પ્રથા તરત જ મરી જાય! એટલે તેવો કોઈ માર્ગ તેમણે દાખલ થવા દીધો નહિ પણ બની શકે તેટલા વધારે છોકરા પરણી શકે એવો તનતોડ પ્રયત્ન કરવા લાગ્યા. કુંવારા-રાંડેલા છોકરાઓ માટે એક ઉપર બીજી સ્ત્રી કરનાર પાસે છુટકા અપાવી કન્યાની છત વધારવા મથ્યા પણ કંઈ વળ્યું નહિ. ઊલટું તેથી તો એક ઉપર બીજી લાવનાર તેમના જેવા કુળવાન કે આગેવાન વર્ગમાં, છોકરા પરણાવવા અને છુટકા આપવા એ પ્રકારનો બિઝનેસ-ધંધો થઈ પડ્યો. ખોડીદાએ રૂ. ૪૦૦ ચાંલ્લો ઠરાવ્યો હોય ત્યાં જઈ સામળદા રૂ. ૬૦૦ આપીને ખોડીદાનો રૂપિયો પાછો ફેરવાવે તેમાં સામળદાની આબરૂ વધેલી ગણાય! એ સ્થિતિ આવી. છતાં કન્યાઓ સુખી થાય તે માટે માત્ર ફૂલના દડાનો જ રિવાજ પગભર થયો અને તે એટલે સુધી વધી ગયો કે આગેવાની કરનારના છોકરા માટે કન્યા મેળવવી મુશ્કેલ પડી. નાતની આગેવાની કરવાનો તેમનો મદ ઊતરી ગયો, એટલે ફક્ત પોતાના ફરતાં ગામો ઉપર જ તેમની દૃષ્ટિ આવીને ઠરી. ગામડાના આવા નામધારી સેક્રેટરીઓ જેવા આગેવાનોએ પોતાની સ્હે અને



સત્તા મટી ન જાય તે માટે લગ્નપ્રથાને ઝાલી રાખવા, સમગ્ર જ્ઞાતિના ટુકડા કરી નાંખવાનો છેલ્લો પ્રયત્ન આદર્યો. અજ્ઞાન વર્ગને એવા ઊંધા પાટા બંધાવ્યા કે, ‘‘આપણા છોકરા કુંવારા ન રહે અને કન્યાવિક્રય થાય નહિ માટે આપણે આપણા જથાનાં ગામોના ગોળ બાંધવા અને ગોળ બહાર કોઈએ કન્યાઓ આપવી નહિ.’’ લગ્નપ્રથા મરી જાય તો આગેવાની કરવાનું કારણ પણ ફીટી જાય! ફૂલના દડા સાથે પરણાવી કન્યાઓની અને પોતાની આર્થિક સ્થિતિ સુધારવા માગતા પછાત વર્ગને, ગોળના કાયદા ઘડી વાડામાં પુરવાનો આ નવો ફરેબ તેમણે કર્યો અને કન્યાવિક્રય થતો અટકે એવો ડોળ બતાવ્યો. છતાં કન્યાવિક્રય ઘટવાને બદલે વધ્યો! ગોળના કાયદા ઘડનારાઓએ જ કાયદા વિરુદ્ધ વર્તન રાખ્યું. કારણ ગોળમાં પણ નાનાં-મોટાં ગામો અને તેમાં પણ ઊંચા-નીચા માનવાપણું તો રહ્યું જ, એટલે નાનાં ગામની કન્યાઓ ઉપરનાં મોટાં ગામોમાં તણાઈ આવી અને મોટાં ગામે અને આગેવાનોએ ગોળ બહાર—પોતે દેતા આવ્યા હોય તે જ ઠેકાણે—દેવાનું ચાલુ રાખ્યું અને નાનાં ગામોમાં છોકરા માટે જોઈતી કન્યાઓનો તોટો પડ્યો. આગેવાની કરનારની ભૂલ સુધારવા-ગોળના કાયદાના જાણકાર વર્ગ ઉપર નાનાં ગામોવાળાની સત્તા થઈ શકી જ નહિ અને પરિણામે ગોળ બાંધવા છતાં કન્યાવિક્રય વધવા માંડ્યો. તેનું મુખ્ય કારણ - (૧) એક તિથિનાં લગ્નની મારામાર, (૨) ફૂલના દડાના રિવાજ સામે છોકરાના બાપે તેમને પરણાવાની ઉતાવળ અને (૩) ગોળની કન્યાઓનું બહાર તણાઈ જવું તેમ જ (૪) એક ગોળમાં ઓછી તો બીજામાં વધારે કન્યાઓ હોવાનું કુદરતી કારણ એ સઘળાંએ આ લગ્નપ્રથાને ટેકો આપ્યો નહિ. પણ ગોળના કાયદાનું પરિણામ આગેવાનોની સત્તાને ટકાવી રાખનારું તો થયું. પરંતુ તેમણે એટલે સુધી તેનો દુરુપયોગ કર્યો કે વરકન્યા અગર તેમનાં માબાપ વચ્ચે જરા પણ વાંધો પડે કે દંડ લઈને ગજવાં ભરવા માંડ્યાં! કોઈ પ્રસંગે વાંદરા-બિલાડીનો ન્યાય કર્યો! એટલે વરને ધક્કો મારી છૂટકો લખાવી લે અને કન્યા ગોળની થઈ! એવો ચુકાદો આપે. એ જ કન્યાને ગોળના આગેવાનો પૈસા લઈ બીજે ઠેકાણે વેચે! અને આવા પ્રકારની તથા દંડની રકમો આવે તે આગેવાનો ખાઈ જાય! (આ સ્થિતિ ચાલુ જ છે) ગોળ કે પંચના નામે દંડ લેવાય, જમણો જેવા માર્ગે આગેવાનો મરજી આવે તેમ ખાઈ જાય તે પૈસાનો હિસાબ કે કિતાબ કાંઈ નહિ! આ જુલમથી તો ગોળના આગેવાનો પ્રત્યે નાનાં ગામોને પણ તિરસ્કાર આવી

ગયો. સંવત ૧૯૬૬માં વિવાહ વખતે - પોતે આગેવાન છે અને હક્ક છે એવો ડોળ કરી ઊંઝામાંથી લગ્ન કહાડવા પરવાનગી માગવા આવેલા પણ તે વખતના કડી પ્રાંતના સૂબા સાહેબ મહેરબાન ખાસેરાવ જાદવ, તેમની રીતભાત અને અમારા જ્ઞાતિ સ્વભાવથી પૂર્ણ અનુભવી હોવાના કારણે તેઓ ફરેબ દઈ શક્યા નહિ, જેથી તેમની આગેવાની અને વાગ્દાનને લગ્નવિધિ ઠરાવાની, મરણ પથારીએ પડેલી પદ્ધતિને છેલ્લું ડસકું આવ્યું અને કંઠ રૂંધાઈ ગયો, તે પ્રસંગે લગ્ન કહાડનારી જ્ઞાતિ કમિટિએ સંયોગો જોઈને સં. ૧૯૬૬ અને ત્યાર પછી માંડવ રાત્રીનું લગ્ન જૂજ દિવસના અંતરે થતું તે પાંચ વર્ષના અંતરે - એટલે સં. ૧૯૭૧ની સાલમાં જાહેર કર્યું. કાયદેસર ઠરેલાં આ લગ્ન સર્વત્ર વધાવાયાં એટલે કાયદામાં જણાતી નામની મુશ્કેલી તો મટી જાય.

આ અરસામાં બાળલગ્નથી થતી ખરાબી વિષે જ્ઞાતિમત કેળવાયો હતો એટલે છૂટક લગ્નો થવા લાગ્યાં. છતાં ડૂબતો માણસ તરણું પણ પકડે એ રીતે અમારા ના. પાટડી દરબારશ્રીને વિનંતી કરવા આગેવાનો ગયા અને તેમની આજીજીથી ના. દરબારશ્રીએ સમગ્ર નાતના આગેવાનોને એકઠા કર્યા. તે પ્રસંગે પણ આવા સેક્રેટરીઓ જેવા નામધારી આગેવાનોએ પોતાનું અસલ પોત પ્રકાસ્યું - સ્વાર્થ તજી દીધો નહિ. જેના પરિણામે **જેને જે તારીખે લગ્ન કરવા હોય ત્યારે કરી શકે, કોઈને તે માટે નાતબહાર કરી શકાય નહિ એમ બન્યું** અને ત્યાર પછી જૂની લગ્નપદ્ધતિ લગભગ મરણને શરણ થઈ ગઈ છે.

આ સત્ય હકીકતને ઉડાવી દઈ જાણે કંઈ બન્યું જ નથી અને છૂટક લગ્ન થતાં જ નથી - એવો ડોળ કરી આ નામધારી સેક્રેટરીઓ આપ નામદાર પાસે અરજ લઈને આવ્યા છે તેમની અંતર નેમ એવી છે કે, એકાદ વર્ષ પછી લગ્નપત્રિકાઓ બહાર પાડી અજ્ઞાન વર્ગને દોરવા પ્રયત્ન કરવો અને બની શકે તો પોતાની મૃત સત્તાને ફરીથી સ્થાપવી. તેમની અરજીનો સાતમો ફકરો કેટલો કાવાદાવા અને સત્ય હકીકત છુપાવનારો છે તેનો આપ નામદાર અમારા આ ખુલાસાથી નિર્ણય કરવા કૃપા કરશો અને તે સાથે 'બાળલગ્ન પ્ર. નિબંધ'ની ૧૮મી કલમમાં સુધારો કરી - અમારા માટે એમ પણ ઠરાવશો કે બાળલગ્નથી પરણેલી અમારી પ્રજાનું લગ્ન, એકાદ પક્ષની તકરાર આવતાં રદ થઈ શકે અને આગેવાનો તેનો ઈન્સાફ કરી શકે નહિ, પરંતુ તકરારી પક્ષે પોતાની ફરિયાદ કોર્ટ સમક્ષ જ લાવવી.



(૮) આઠમા પેરામાં એક બીજી જુઠ્ઠી દલીલ એવી કરે છે કે, 'અમારી કડવા પાટીદાર જ્ઞાતિમાં કન્યાઓ ઘણી જ થોડી સંખ્યામાં હોવાથી લગ્નવિધિ થઈ વરકન્યાનાં જોડા નક્કી થઈ જાય નહિ તો કન્યાવિક્રય થાય અને નીતિનું તત્ત્વ ઘટી જવાનો ભય રહે.' છેલ્લી વસ્તીગણતરી પ્રમાણે ૪ વર્ષની અંદરના કડી પ્રાંતમાં છોકરા ૬૫,૯૪૧ અને છોડીઓ ૬૭,૩૯૦ થઈ છે. બીજી જ્ઞાતિ કરતાં અમારી જ્ઞાતિમાં કન્યાઓ ઓછી જન્મે છે એ વાત તદ્દન ખોટી છે એ આ ઉપરથી જોઈ શકાય છે. તેમજ સ્ત્રીઓની સંખ્યાનું પ્રમાણ કોઈ રીતે ઓછું નથી. લેઉવા કણબીમાં દર સો પુરુષે ૭૭ સ્ત્રીઓ, બ્રાહ્મણમાં ૯૦, વાણીઆમાં ૯૩ અને **અમારી જ્ઞાતિમાં ૯૪ સ્ત્રીઓનું પ્રમાણ આવે છે.** વડોદરા રાજ્યની સરેરાશ ૯૨ જેટલી છે. છોડીઓની સંખ્યા ઓછી હોતી નથી પણ લગ્નપ્રસંગે છોડીઓને કુંવારી રાખી ફૂલના દડે પરણાવાથી તાણ પડે છે. કન્યા કરતાં વરની ઉંમર ૪ વર્ષ વધારે રાખવાની જરૂર બતાવી છે તેમાંથી પણ તેઓ મુક્ત થઈ શકે એટલા માટે બીજી એવી મતલબની રજૂઆત કરે છે કે - 'અમારામાં કન્યાઓ ઓછી સંખ્યામાં હોવાથી તેમની અછતને લઈ યોગ્ય ઉંમરની કન્યા મેળવવા માટે પણ કન્યાવિક્રય થાય અને નીતિનું તત્ત્વ અમારી જ્ઞાતિમાંથી ઘટી જવાનો પાકો ભય રહે, એટલા માટે અમારામાં નાની વયમાં વરકન્યાની લગ્નવિધિ કરી રાખવાનું પરાપૂર્વથી ઠરેલું છે અને તેમાં કાંઈ અયોગ્ય કે હાનિકારક થતું નથી.''

વર કરતાં કન્યા મોટી હોય અગર સરેરાશ લેતાં ઊભય સમાન વયનાં હોય તેમાં એમને હાનિકારક જણાતું નથી! એટલે ચાલુ સ્થિતિ પ્રમાણે ૧૦-૧૨ વર્ષની કન્યા સાથે ૧૦-૧૨ વર્ષના છોકરાનો શારીરિક સંબંધ થવા દેવો એવો તેમની દલીલનો હેતુ છે અને તે પાર ન પડે તો કન્યાવિક્રય વધી જશે એવી ભીતિ દેખાડી કન્યાઓ ઓછી હોવાના બહાને નીતિને જાળવી રાખવા માગે છે! તેમની તર્કટી દલીલનો એક વખત સ્વીકાર કરી માની લઈએ કે, જ્ઞાતિમાં કન્યાઓ થોડી સંખ્યામાં છે અને વર ઘણી સંખ્યામાં છે અને વિવાહના દિવસ આવે છે ત્યારે પ્રથમ શું કરવું? દરેક છોકરાના બાપને એક જ વખતે છોકરા પરણાવી દેવાની જરૂર પાડનારા રિવાજને રાખવો કે તજી દેવો? આ રિવાજ વરના બાપોની ગરજ પ્રસંગે કન્યાઓના બાપને ખોટી લાલસા ઉત્પન્ન કરાવે ખરો કે નહિ? એક તો ફૂલના દડાનો રિવાજ અને તેમાં પણ કન્યાઓની અછત, તે સંયોગોમાં છોકરાના બાપને છોકરા પરણાવવાના સંયોગો ખડા કરવા? કે છોકરાઓ યોગ્ય ઉંમરે

આવતા જાય તેમ છૂટા છૂટા દિવસે પરણાવાનો ઉપદેશ કરવો? ક્યા પ્રકારે કન્યાવિક્રય વધે? કન્યાઓની અછત હોય તો એ વાત નિર્વિવાદ છે કે સાધારણ માણસોના છોકરા લગ્નપ્રસંગે કુંવારા જ રહે! ત્યારે મોટાં ગામ કે કુળવાનોના છોકરા માટે જ બાળકોની લગ્નવિધિ કરવાનો રિવાજ ચાલુ રાખવો એવો અર્થ નથી થતો? આ કયા પ્રકારની નીતિ? આવા જ પ્રકારની નીતિનો આવા નામધારી સેક્રેટરીઓ જેવો વધારો કરતા આવ્યા છે અને હજી પણ તે અધર્મયુક્ત નીતિને ચાલુ રાખવા પ્રયત્ન કરે છે.

**એક તિથિનાં લાંબી મુદતે આવતાં લગ્ન અને ગોળ એ બંને કારણો કન્યાવિક્રયને જન્મ આપનારાં છે,** છતાં તેનાથી કન્યાવિક્રય અટકાવવાની દલીલ જેઓ કરે છે તે કેટલી પોકળ છે એ આપ નામદારને સમજાયા સિવાય રહેશે નહિ. છોકરાં કરતાં છોડીઓની સંખ્યાનું પ્રમાણ ઓછું હોતું નથી, છતાં તેવું જણાય તેમણે તો છોડીઓ ઉછેરવા તરફ કાળજી રાખવાનો અને નાની ઉંમરે તેમનાં થતાં મરણો અટકે એવા માર્ગો શોધી કહાડી તેનો ઉપદેશ કરવો જોઈએ. તેમની સંસ્થા અને તે સેક્રેટરીઓ જ્ઞાતિની ઉન્નતિ અર્થે કયો પુરુષાર્થ કરે છે તેની તપાસ થવાની જરૂર છે.

નીતિનાં તત્ત્વો ઘટી જવાની કાળજી ખાસ ઇચ્છવા યોગ્ય છે. પણ જે રિવાજથી છૂટાછેડા, બાહ્યવર, ફૂલના દડા અને નાતરાના રિવાજો દિનપ્રતિદિન વધતા જતા હોય તે રિવાજ તજી દેવાથી નીતિ સચવાય કે તેને પકડી રાખવાથી? આ અધમ રિવાજો પડવાનું કારણ લગ્નના જૂના રિવાજને પકડી રાખવાનું જ છે, અને તે સ્પષ્ટ રીતે દરેક જણે કબૂલ કરવું જોઈએ. નીતિની બાબતમાં - જૂની લગ્નપદ્ધતિમાં કેટલું ધાર્મિકપણું છે તે આગેવાનોને બતાવી તેમની આંખો ઉઘાડવા અમે જગદ્‌ગુરુ પાસે વારંવાર પ્રયત્નો કર્યા ત્યારે ઘણી મુશ્કેલીએ **જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય માધવતીર્થ સ્વામીએ** જે સર્ટિફિકેટ આપ્યું છે તેમાં અમને સને ૧૯૬૬માં એવો નિર્ણય આપ્યો છે કે -

**"છ મહિનાથી લઈને બે-ચાર કે પાંચ વર્ષની કન્યાનો ગમે તેટલી વયવાળા પુરુષ સાથે વિવાહ કરવો તે ધનાદિના લોભથી ઉન્મત્ત થયેલાનું કૃત્ય છે. આવાં કૃત્ય કરનારા કન્યાનાં માબાપને રાક્ષસ કરતાં ઊતરતી કોટીના ગણીને તેમની સાથે ધાર્મિક અગર કંઈ પણ ન્યાતિ વહેવાર કરવો ઉચિત નથી. તેમજ તેવા વિવાહને સહાય આપનાર ન્યાતિ પરિષદો તથા**



**પંચાયતીઓ, અગર ઉપાધ્યાયો એ સઘળા પાપભાગિ થાય છે."**

અમારી કડવા કણબીની નાતમાં બાળકોની લગ્નવિધિ વડે નીતિનાં તત્ત્વો ઘટી જતાં અટકાવવાની ઇચ્છા ધરાવનાર આ નામધારી સેક્રેટરીઓ જેવા આગેવાનો, જગદ્‌ગુરુના આ નિર્ણયનો ખુલાસો કરી શક્યા નથી પરંતુ અધર્મ કે અન્યાય ગમે તે માર્ગે પણ પોતાના સ્વાર્થની જ વાતો કરવા આવ્યા છે, એવા પ્રકારની જ આપ નામદાર તરફ આવેલી તેમની આ પણ એક અરજ છે.

(૯) નવમા પેરેગ્રાફમાં જણાવેલી વિધિ, લગ્નને કાયદેસર ઠરાવવા માટે કરવામાં આવે તો, જે લગ્નો કાયદેસર ગણાય તેને લગ્નનો કાયદો લાગુ પાડવો જ જોઈએ. લગ્ન છૂટી ન શકે અને કન્યાવિક્રય ન થાય માટે તે રિવાજને વળગી રહેવાની તેમની દલીલ છે પણ તે વાતના અંતરમાં હેતુ જુદો છે અને તે એ છે કે - જ્ઞાતિની ગમે તે પ્રકારની સ્થિતિ થાય તેની દરકાર નહિ પણ આગેવાની કરવાનો તેમનો હક્ક ડૂબી ન જાય એટલા માટે આડીઅવળી દલીલો કરીને કહે છે કે 'બાળલગ્ન પ્ર. નિબંધ દ્વારા અમોને લાભને બદલે હાનિ થાય છે.' અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે તેને આવકારદાયક લેખી **क** અપવાદ કાઢી નાખવાની સમસ્ત જ્ઞાતિના આગેવાનો જે માગણી કરે છે તેઓ શું મૂર્ખા છે? જ્ઞાતિની લાગણી તેમને નથી અને આ બે જ સદ્‌ગૃહસ્થો કડવા કણબીની જ્ઞાતિ તરફથી આપ નામદાર પાસે દલીલો અને માગણી કરવાની લાયકાત ધરાવે છે?

(૧૦) તમામ જ્ઞાતિમાં એક જ વખત લગ્ન કરવાથી કરકસરનું સહકાર્ય થવાની અને તેમ કરી આ ખર્ચમાં ફાયદો થવાની વાત કહી છે. પણ એકંદર રીતે જોતાં સેંકડો ગણું ખર્ચ કરાવનારી અમારી એ રૂઢી છે. ફરજિયાત કેળવણીનો કાયદો અમારી કોમને કેટલી સખત રીતે લાગુ કરવાની જરૂર છે તેની આવશ્યકતા પણ મહેસાણાના આ મુખી પા. ગંગારામ સેક્રેટરી અને તેમના સહયોગી પોતાની અરજીના ૧૦ પેરેગ્રાફથી પૂરી પાડે છે. છેલ્લા રિપોર્ટ પ્રમાણે વડોદરા રાજ્યમાં અમારી કડવા કણબી અને હજામતનો ધંધો કરનારી એ બંને કોમનાં સ્ત્રી-પુરુષોની કેળવણીનું પ્રમાણ એક જ સરખું છે! કરકસરના સહકાર્યનો ઉપયોગ બીજી રીતે થઈ શકતો નથી પણ બાળકોની લગ્નવિધિ કરવામાં જ થાય છે? દીકરાને પરણાવવા બાપ જાય અને દીકરીને ઘેર તેની મા અથવા આડોશીપાડોશી પરણાવે એનું નામ સહકાર્ય! અથવા છોકરા છોડીનાં લગ્નપ્રસંગે તેની મા, બાપ, મામો, માશી, કાકી, ફોઈ કે બહેન અને ભાઈ

જમણમાં ભાગ લઈ શકે નહિ એનું નામ જ કરકસર! મરણ પાછળનાં જમણો કરાવી અમારા ભાઈઓને ઘરબાર ને જમીનો ગીરો કરાવી મજૂરી કરીને પેટ ભરવાની સ્થિતિમાં મૂકવાનો ધંધો કરનારા આગેવાનો માફક આ નામધારી સેક્રેટરીઓ પણ કણબીને નાતની કરકસર અને સહકાર્ય કરાવાની હિમાયત કરે છે! તેમની હિમાયત વાળી બાળકોનાં વાગ્દાનને બદલે લગ્નવિધિ કરાવનારી રૂઢી કેટલી ખર્ચાળ છે તે નીચેની હકીકતથી આપ નામદાર જોઈ શકશો.

(૧) લાંબી મુદતે એક જ દિવસે કણબી જેવી મોટી નાતનાં લગ્ન આવે એટલે દરેક ચીજ મોંઘી. કેટલાક ગાંધી વેપારીઓ તો અમારાં લગ્નની રાહ જોઈ એક-બે વર્ષ અગાઉથી ખોરી ખારેક અને સોપારીનો સંગ્રહ કરી રાખે છે અને કહે છે કે અત્યારે તો બળદિયા સોપારી ખાય છે!

(૨) નાની ઉંમરનાં બાળકોનું મરણ પ્રમાણ અસાધારણ મોટું હોય છે એટલે દરેક કુટુંબને એકાદ છોડી પરણાવ્યાનો ખર્ચ તો નકામો જ જાય.

(૩) છોડી જીવતી રહે અને રાંડે તો એને ઠામ બેસાડવાનો - લગનના જેટલો જ બીજો નવો ખર્ચ કરવો પડે ત્યારે છોડી ઠેકાણે પડે તો પડી!

(૪) વરકન્યા હયાત રહ્યાં તો કર્મે કજોડું! એટલે છૂટકો લેતાં અને બીજે વોળાવતાં પણ કન્યાના બાપને નવો ખર્ચ કરવો જ પડે. તેમ ન થાય તો—

(૫) લગ્નપ્રસંગે લ્હાવા લીધા ન હોય! એટલે પુંખણા વખતે વ્હેલડાંના સંગ, જમાઈને લઈને જમવા નીકળે - તેમની સાથે ગામના વહેવાર પ્રમાણે જમણવારનો ખર્ચ કરવો જ પડે તે સાથે કન્યાને સાસરે વોળાવતાં ચૂડો પહેરાવ્યાના અને પગેપયણાં તથા આવ્યાગયાનાં કર દાપાં ચૂકવવાં જ પડે! તે સાથે રેલભાડાનો ખર્ચ થાય તે તો વધારાનો!

(૬) એકબે વર્ષની કન્યા પરણાવતાં જે રકમ ખર્ચી હોય તે રકમ કન્યા ઉંમરે આવે ત્યારે પરણાવે તે તો (૧૦-૧૨ વર્ષ થવાથી) વ્યાજ સાથે બમણી થાય. એ વેપારી દૃષ્ટિએ **મોટું ખુલ્લું નુકસાન.**

(૭) કજોડાં કે અણબનાવની તકરારો ગોળના પટેલો ચૂકવે તેમાં મોટી રકમોના દંડ ભરવા પડે, તે દંડની રકમો માત્ર આગેવાનો જ હોઈઆં કરી જાય! તેથી નાતને કાંઈ ફાયદો થાય નહિ.

(૮) વિવાહ આવે ત્યારે ફરજિયાત લગ્ન કરવાનું ઠરવાથી જેની સ્થિતિ સારી ન હોય તેમણે કરજે કાઢીને - વ્યાજ ભરીને પણ છોકરા-છોડીઓ પરણાવાનો ખર્ચ કરવો જ પડે. યોગ્ય ઉંમરે લગ્ન થતાં હોય તો દરેક સંયોગોનો લાભ લઈ માબાપ સગવડ કરી કરકસર પણ કરી શકે.



(૯) લગ્નનો દિવસ નાતમાં ફેલાવાની ઉછામણી વખતે માતાજીમાં જૂજ રકમ આવે છે, પરંતુ તે બદલ લગ્ન કહાડવાનો હક ધરાવનારા અને અવિદ્વાન બ્રાહ્મણો નાતમાંથી હજારો રૂપિયા ઉઘરાવી ખાય, તે સાથે ગામદીઠ લગ્ન વધાવાનો ખર્ચ થાય તે તો જુદો.

ખર્ચ વધારે થવાનાં આ તો મુખ્ય કારણો છે પણ આ અનર્થકારી રૂઢિના અંગે બીજું પરચૂરણ ખર્ચ બંને પક્ષોના વાંધા સંધા વખતે ઘણું થાય છે. સહકાર્ય કરવાને બદલે આ રૂઢી દરેક પ્રસંગે જ્ઞાતિમાં કલહ ઉત્પન્ન કરાવે છે અને વયની અસમાનતાને લઈ વરકન્યા વચ્ચે પ્રીતિ બંધાતી નથી એટલે વરવધૂ વચ્ચે અણબનાવ રહે છે, છૂટકાના કેસો થાય છે, નાની વયનાં બાળકોનું મરણ પ્રમાણ વધારે હોવાથી ૬૦-૭૦ ટકા જેટલાં જોડાં ખંડિત થાય છે એટલે રાંડવાના પ્રસંગ બને છે, તેમજ એક ઉપર બીજી સ્ત્રી લાવવાના અને પ્રથમનીને રખડાવવાના પ્રસંગો જેવાં અનેક કારણો ઉપસ્થિત થતાં વર-કન્યાનાં માબાપ વચ્ચે વિખવાદ થાય છે અને તેઓ એકબીજા સાથેનો દરેક પ્રકારનો સંબંધ ત્રણ-ચાર પેઢી સુધી કરતાં નથી. આ સઘળાં અનર્થો ઉપરાંત જ્ઞાતિની દીકરીઓ આ રૂઢીના મહાપાપનો ભોગ થઈ પડે છે. દીકરાઓ ગુ. ત્રીજું-ચોથું ધોરણ ભણતા હોય કે ઘરમાં વહુ આવે છે એટલે ચોપડી સ્લેટને ખેંચીએ ભરાવે છે, કારણ વહુ આવે એટલે નિશાળે જતાં શરમ થાય! એ કારણને લઈ સ્ત્રી-કેળવણીનું અમારી નાતમાં મોટું મીડું છે તે જ પ્રમાણે પુરુષ વર્ગમાં પણ કેળવણીના નામે શૂન્ય જેવું છે. **કડવા કણબીમાં સેંકડે ૧૩,** લેવામાં ૪૧, ઘાંચીમાં ૩૧, દરજીમાં ૧૮, બારોટમાં ૨૮, લુહાણામાં ૫૪, સુતારમાં ૨૬, વાણિયામાં ૭૦ અને હજામમાં ૧૩ જેટલા ભણેલા છે. આ બાળકોની લગ્નવિધિ કરાવનારી તેમની લગ્નપદ્ધતિ કરકસર અને સહકાર્ય કરાવનારી નથી પરંતુ અમારી દરેક પ્રકારની સંપત્તિનો નાશ કરનારી છે એટલે તેને તજી દેવામાં આવી છે છતાં તેનો પુનરોદ્ધાર કરવામાં સ્વાર્થી માણસો ફાવી ન જાય એ તરફ આપ નામદારનું ધ્યાન ખેંચવા આપના આ સેવકો ખાસ વિનંતી કરે છે.

(૧૧) અગિયારમા પેરામાં જણાવેલી મુશ્કેલીઓ, કાયદા કરતાં વિરુદ્ધ વર્તન ચલાવી - એકબે વર્ષના બાળકને પાંચછ વર્ષનાં ગણાવી રજાચિઠ્ઠી

મેળવવા ઈચ્છતા માણસો માટે કદાચ સત્ય હશે અને તેવાં બાળકોને પરણાવતાં જે મુશ્કેલીઓ આવે તે એમણે અહીં વર્ણવી છે. દંડ આપવા તેઓ મનસ્વીપણે તૈયાર થાય છે કે કાયદો તેમને ફરજ પાડે છે? તે ફરજ સરકાર પાડે છે કે કડવા કણબીની નાત પાડે છે, કે તેમના જેવા નામધારી સેક્રેટરીઓ પાડે છે? દંડ ભરવો પડે તેમાં કાયદાનો દોષ નથી. આપ નામદારને અમારી નમ્રતાપૂર્વક એ જ અરજ છે કે દંડના બદલે કેદની સજા કાયદામાં દાખલ કરવી જેથી તેમણે કહેલી હેરાનગતિ મટી જાય.

(૧૨) 'મોટી ઉંમરે એટલે પંદરથી સોળ વર્ષની ઉંમરે રજોદર્શન થઈ ગયેલી કન્યાઓને સાસરે વોળાવાનો અમારામાં રિવાજ હોવાનું તેમણે કહ્યું છે અને તેવી જ કન્યાઓને સાસરે વોળાવી શકાય એવો કાયદો સરકાર કરે તો અમારી જ્ઞાતિના હજારો લોકો તે સ્વીકારશે.' એવી દલીલ ૧૨મા પેરામાં કરવામાં આવી છે પણ તેના ગર્ભિત હેતુ બાળકોને પરણાવવાની રજા માગવાનો છે. વારૂ, આપ નામદાર તેમને પૂછવા કૃપા કરશો કે - વરકન્યાની ઉંમરમાં ૪-૬ વર્ષનો તફાવત રાખવો અને ૧૬ વર્ષ કરતાં નાની-રજસ્વલા ન થઈ હોય તેવી-કન્યાને સાસરે વોળાવવી નહિ અને તે નિયમનો ભંગ કરનારને અમુક વર્ષની સજા અને એક હજાર રૂ. દંડ કરવાનો કાયદો ના. સરકાર તમારા માટે કરે તો તમે કેટલા કડવા કણબી સંમતિ આપો છો? તે સાથે તે ઉંમર આવતાં સુધી છોકરા-છોડીઓ કેળવણી લેતાં બંધ ન થાય તેની પણ જામીનગીરી તેમની પાસેથી માગવાની આપ નામદાર કૃપા કરશો તે તેમનો અંતર હેતુ શો છે તે જણાઈ આવ્યા સિવાય રહેશે નહિ.

(૧૩) તેરમા પેરામાં જણાવેલી તેમની માગણી જ્ઞાતિ તરફની નથી, જ્ઞાતિના પ્રતિનિધિરૂપે તેમને એ માગણી કરવાનો કેટલો હક્ક છે એનો આપ નામદાર વિચાર કરી જોશો. તેમ જ કયા હેતુસર તેમણે એ માગણી કરી છે તેનો પણ વિચાર કરવાની આપ નામદાર જરૂર જોશો એવી અમારી વિનંતી છે. તે સાથે કાયદામાં સુધારો કરવાની અમારી એ અરજ છે કે ઉપર જણાવેલાં કારણોને લઈ–

(૧) કાયદામાં **क** અપવાદ છે તે દૂર કરવો અથવા તેનો લાભ અમને નહિ મળે એમ ઠરાવવું.
(૨) દંડના બદલે સજાનું ધોરણ દાખલ કરવું.



(૩) બાળક લગ્નવિધિ વાળું લગ્ન બંને વચ્ચે તકરાર પડતાં ગેરકાયદેસર ઠરાવવું.
(૪) કાયદાના અર્થનો અનર્થ કરી અજ્ઞાન વર્ગને અવળે માર્ગે દોરનારને સજાને પાત્ર ઠરાવવા અને તેઓ તેમ કરતા અટકે એવો હુકમ તાકીદે બહાર પાડવો.
(૫) અમારી જ્ઞાતિમાંથી આવેલી દંડની રકમ અમારી જ્ઞાતિ સંસ્થાઓને બાળલગ્ન અટકાવવાની તરફેણમાં લોકમત કેળવવા માટે આપવી.
(૬) બે રૂપિયાના સ્ટેમ્પ પર અરજી કરવાના બદલે ખેડૂત પ્રજા માટે એક આનાનો સ્ટેમ્પ આપવો.
(૭) ગોળના નિયમો, પ્રોસિડિંગ તથા હિસાબ નિયમિત રીતે રાખવાની આગેવાનોને ફરજ પાડવી.
(૮) અમારી જ્ઞાતિની વસ્તુસ્થિતિ તપસનારું - અમારા સ્વભાવથી પરિચિત અને દિલસોજ અમલદારના પ્રમુખપણા નીચે સમગ્ર જ્ઞાતિના પ્રતિનિધિઓનું એક કમિશન નીમવું અને અમારી આ અરજીમાં સમાયેલા સત્યની ખાતરી કરવા આપ નામદારે કૃપા કરવી.

(૧૪) છેલ્લા પેરામાં તેમણે શ્રીમંત સરકારને યોગ્ય નિર્ણય ઉપર આવવાની વિનંતી કરી છે તે સામે અમારી લાંબા વખતની જે માગણીઓ છે અને જ્ઞાતિમત કેળવી 'બાળલગ્ન પ્ર. નિબંધ'નો ઉદ્દેશ બર લાવવા માટે અમારી જ્ઞાતિ સંસ્થાએ જે અથાગ પરિશ્રમ વેઠ્યો છે અને જે વેઠે છે તેના ઠરાવોને ન્યાય આપવાની અમારી પણ આપ નામદાર પ્રત્યે નમ્ર વિનંતી છે.

[૬] અમારી સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિના કચ્છ, નિમાડ, માળવા અને ગુજરાતનાં સ્થળોના પ્રતિનિધિઓની છેલ્લી સાતમી બેઠક કડી પ્રાંતના સેરથા ગામે તા. ૧૮, ૧૯, ૨૦ માહે મે સને ૧૯૧૮ના રોજ થઈ હતી તે વખતે પસાર કરવામાં આવેલા ઠરાવો પૈકી નીચેના ઠરાવો શ્રીમંત મહારાજા અને મે. ન્યાયમંત્રી સાહેબ તરફ મોકલવામાં આવ્યા છે.

**ઠરાવ-૨ જો. :** ''સેના ખાસ ખેલ શમશેર બહાદુર ના. શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઈચ્છે છે અને તે નામદારે પોતાની પ્રજાના કલ્યાણ અર્થે 'મફત અને ફરજિયાત કેળવણી' તથા **'બાળલગ્ન પ્રતિબંધક નિબંધ'**ના કાયદાઓ ઘડી તેનો અમલ કરવા માંડ્યો છે તે તરફ આ

સમાજ પોતાની સહાનુભૂતિ દર્શાવે છે અને પોતાની ખેડૂત પ્રજાના હિતનાં અનેક કાર્યો તે નામદારના હાથે થયેલાં જોવાની ઉત્કંઠા રાખે છે.''

**ઠરાવ-૮ મો. :** ''દેશના આધારરૂપ ખેતીવાડીનું શિક્ષણ, ખેડૂત પ્રજાનાં સંતાનોને માતૃભાષામાં મળી શકે તેમ જ એક શહેરી પ્રજા તરીકે જીવન ગાળવામાં આ અગત્યની કોમ પછાત ન રહી જાય તે ધોરણ પર તેમના માટે ખાસ નિશાળો અને કૉલેજો ઉઘાડી ખેડૂત પ્રજાનું હિત સાચવવા દરેક રાજામહારાજા અને ના. બ્રિટિશ સરકારને આ સમાજ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.''

**ઠરાવ-૧૦ મો. :** ''ગુજરાત પ્રાંતમાં પાટીદાર કોમ એક અગત્યની અને મોટી સંખ્યાવાળી હોવા છતાં ના. વડોદરા સરકારની ધારાસભામાં અત્યાર સુધી કડવા પાટીદાર જ્ઞાતિનો એક પણ સભાસદ નિમવામાં આવ્યો નથી માટે આ સમાજ સદરહુ કોમમાંથી ધારાસભામાં સભાસદ નિમવાની આગ્રહપૂર્વક વિનંતી કરે છે.''

**ઠરાવ-૧૩ મો. :** ''બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૮ની રકમ **क** દૂર કરી, સદરહુ નિબંધ સંપૂર્ણ રીતે આપણી જ્ઞાતિને લાગુ પાડવા અને નિબંધ અન્વયે દંડની વસૂલ આવેલી રકમ જ્ઞાતિમત કેળવવાના ઉપયોગ અર્થે આપવા નેક નામદાર શ્રીમંત મહારાજાની દયાળુ સરકારને આ સમાજ વિનંત કરે છે અને અપવાદ **क**માંથી અત્યાર સુધી દૂર કરવામાં આવ્યા નથી તે માટે એક અરજી કરવા તથા ડેપ્યુટેશન મોકલવાનો ઠરાવ કરવામાં આવે છે.''

**ઠરાવ-૩૩ મો. :** ''ખેડૂત વર્ગની ઉન્નતિને આડે આવનાર તથા તેમના માન અને પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડનાર વેઠનો કાયદો રદ કરવા ના. વડોદરા રાજ્યની ધારાસભાએ જે ઠરાવ કર્યો છે તે ઠરાવને જલદી અમલમાં મૂકવા આ સમાજ ના. શ્રીમંતની સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.''

**ઠરાવ-૩૪ મો. :** ''મરણ પાછળ જાહેર રસ્તા ઉપર રોવા કુટવાનો રિવાજ નાબૂદ કરવા અને તે માટે કાયદો ઘડી તેનો અમલ કરવા ના. શ્રીમંત સરકારને અરજ કરવાનો આ સમાજ ઠરાવ કરે છે.''

[૭] અમારી સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિના પ્રતિનિધિઓની **''શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ''** તરફથી આપ નામદાર પ્રત્યે અમારી એ પણ અરજ છે કે જ્યારે બીજાં દરેક રાજ્યો બાળલગ્ન અટકાવવાના કાયદા ઘડી



પોતાની પ્રજાને લાભ આપવા લાગ્યાં છે અને હિન્દુ હિન્દુ જ્ઞાતિઓનાં લગ્નને કાયદેસર ઠરાવાની હિલચાલને સમગ્ર દેશમાંથી આવકાર મળે છે તે અનુકૂળ સમયે પણ અમારી આ અરજી અને લાંબા વખતની શ્રીમંત સરકાર પાસે અમે કરેલી માગણીઓને ધ્યાનમાં લઈ અમને ન્યાય મળે તેમ થવા શ્રીમંત મહારાજાના નેક લક્ષ પર મૂકવા પણ આપ નામદાર કૃપાવંત થશો.

***અમો છીએ આપ નામદારના***
***આજ્ઞાંકિત સેવકો.***

**K. S. Lalsinhji Raisinhji** (Viramgam)
President of the last 7th Sessons, Sertha, Kadi-Dist. (1918)
Ex-President of the 5th Sessons, Dhrangadhra. (1915)
Chairman of the R. Committee 1st Sessons, Viramgam.
Member of the Managing Committee of the Samaj.

**Pitambardas K. Patel, L. M. & S.** (Ahmedabad)
Ex-President, 1st Sessons, Viramgam (1909)
Member of the Managing Committee of the Samaj.

**Karsandas Jeshingbhai Desai**
Ex-President, 2nd Sessons, Baroda. (1910)
*(First Class Sub-Judge, Ahmedabad.)*

**Ratilal Kesavlal Sitwala**
Ex-President, 3rd Sessons, Bavala. (1912)
Chairman R. Committee 5th Sessons, Dharangadhra.
*(Accountant General Dhrangadhra State.)*

**Jethalal C. Swaminarayan, M. A.**
Ex-President, 4th Sessons, Viramgam. (1915)
Vice-President 1st Sessons, Viramgam. (1909)
Member of the Managing Committee of Samaj.
*(Professor of Mathematics, Gujarat College-Ahmedabad)*

**Popatlal S. Patel, B.A., L.L.B.**
Vice-President 4th Sessons, Viramgam (1915)
*(Sar-Nyaydhish Dhrangadhra State)*

**Sheth Durgaprasad S. Laskari.**
Ex-President 5th Sessons, Padra. (1917)
Member of the Managing Committee of the Samaj.

**Purshottamdas H. Patel**
Chairman, R. Committee 2nd Sessons, Baroda
*(Edjucation Dpt. Baroda State)*

**પટેલ પુરુષોત્તમ લલ્લુભાઈ** (બાવળા)
Chairman, R. Committee 3rd Sessons, Bavala (Branch)
Joint Secretary of the Samaj for Daskoshi Bhal Division

**તળજાભાઈ નાથાભાઈ પટેલ** (પાદરા)
Chairman, R. Committee 6th Sessons, Padra (Branch)
Joint Secretary of the Samaj for Baroda & Broach Division
*(Member of Panchayats & Co-operative C. Society, Baroda State)*

**પા. રણછોડભાઈ સીભાઈદાસ** (સેરથા)
Chairman, R. Committee 7th Sessons, Sertha.
Joint Secretary of the Samaj for Kadi Prant Divisions Branch.

**નારાયણ રામજી કોન્ટ્રાક્ટર** (મુંબઈ)
Ex-President, 1st Sessons, Nimad and Malva K. P. Sabha-(The Branch of Samaj) Kuva-Holkar State (1917)
*(Representative of Kadva Patidar in Cutch)*

**દેસાઈ ચંદુલાલ મણિલાલ** (વિરમગામ)
President last 2nd Sessons, Nimad and Malva K. P. Sabha-(The Branch of Samaj) Sundrel-Dhar State. (1918)

**પટેલ મંગળદાસ કીલાભાઈ** (મુંબઈ)
Joint Secretary of the Samaj for-Bombay & Cutch Division (Branch)

**પટેલ ત્રિકમલાલ દલપતરામ** (અમદાવાદ)
Joint Secretary of the Samaj for Prantij, Dehgam & Ahmedabad Divisions Branch.

**પા. રણછોડદાસ જીવણદાસ** (સેરથા)
Joint Secretary of the Samaj for-Kadi Prant Divisions Branch



**પા. શીવલાલ પિતામ્બરદાસ** [ટીકર (ધ્રાંગધ્રા સ્ટેટ)]
Joint Secretary of the Samaj for Zalawad & Machchu Kantha Divisions Kathiawar Branch.

**પા. જીવાભાઈ ખુશાલદાસ** (ભાવનગર)
Joint Secretary of the Samaj for-Gohelwad D. Kathiawar (Branch)

**Nathalal Damodardas Parikh** (Viramgam)
Joint Secretary of the Samaj for Viramgam Divisions Branch

**ગોરધનદાસ મોહનલાલ** (વિરમગામ)
Member of the Managing Committee of Samaj.

**છગનલાલ નરોત્તમદાસ** (અઘાર)
Member of the Managing Committee of Samaj.

**લાલજીભાઈ દયારામ** (વિરમગામ)
Member of the Managing Committee of Samaj.

**દેસાઈ અમરસિંહ દેસાઈભાઈ**
Member of the Managing Committee of Samaj.

**પા. મફાભાઈ ગોવિંદજી** (વિરમગામ)
Additional Secretary of the Samaj

**Keshavlal Madhavlal Pleader**
General Secretary (Viramgam)

**Maganbha G. Engineer** (Ahmedabad)
Tantri **"Kadva Vijaya"**
*(Monthly Magazine issued by the Samaj)*

* * *

**૫**

# લગ્ન કાઢવાના પરસ્પર દાવા : પાટડી દરબારે સુમેળ કરવા બોલાવેલી સભા તા. ૧૬-૨-૧૯૧૦

## કડી પ્રાંત સભાનું ડેપ્યુટેશન

પોતાની પ્રજાની શારીરિક તેમજ માનસિક અને વ્યાવહારિક તેમજ ધાર્મિક સ્થિતિ સુધારવા સારુ વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકાર સર સિયાજીરાવે પોતાના રાજ્યમાં बाललग्न प्रति बंधक निबंध નામનો કાયદો ઘડ્યો છે તેમાં સાર એવો છે કે ૧૨ વરસની કન્યા અને ૧૬ વરસના વર કરતાં નાની ઉંમરનાં વરઘોડિયાં પરણાવી શકાય નહિ અને કાયદાનો ભંગ કરવામાં આવે તો સજા થાય. આ કાયદાનું સ્વરૂપ જોતાં આપણી જ્ઞાતિમાં ચાલતા બાળલગ્નના રિવાજને તેથી સખ્ત અગવડ ઊભી થાય તેમ છે. મારા જાણવા મુજબ આ કાયદો પસાર કરતા પહેલાં નામદાર સરકારે પોતાની પ્રજાના અભિપ્રાય માગ્યા હતા પરંતુ પાટીદાર ભાઈઓ અને લગ્ન કાઢવાની જેઓ મહત્તા ધરાવે છે તે ઊંઝાના પાટીદારોએ તે વખતે બિલકુલ પોકાર ઉઠાવ્યો નહોતો. હવે આવતા ઉનાળામાં તે ભાઈઓ જેમ નવ અને અગિયાર વરસે લગ્ન કાઢવામાં આવે છે તેમ લગ્ન કાઢવા તૈયાર થાય પરંતુ આ કાયદાના બાધથી શું કરવું કડવા ભાઈઓને બાળલગ્ન કરવાથી દંડ થાય નહિ તેવી રીતે શી રીતે છૂટ અપાવવી તથા લગ્ન કાઢવાના પોતાના હક્કને કેમ સાચવી રાખવો વગેરે બાબતોએ કડી પ્રાંત સભાના આગેવાનનું તથા ઊંઝા આદિ બાર ગામોના લગ્ન કાઢનાર અગ્રગણ્ય પુરુષોનું ખાસ ધ્યાન રોક્યું છે. પરંતુ તેઓ બહુ મોડા જાગ્યા છે સંવત ૧૯૬૪ના વૈશાખ માસમાં વિસનગર મુકામે આ બાબત શ્રીમંત પાસે મોકલવા એક ડેપ્યુટેશનની નિમણૂંક થઈ હતી અને જેમ જેમ લગ્ન નજીક આવતાં ગયાં તેમ તેમ આ માસિક દ્વારા તેમને નમ્ર સૂચનાઓ પણ કરવામાં આવી હતી છતાં કાંઈ કારણસર તેઓ અત્યાર સુધી જાગ્યા નહોતા કેટલાક વખતથી આ અને બીજી બાબતોને માટે તેમણે ડેપ્યુટેશન લઈ શ્રીમંતને રૂબરૂ અરજ કરવા અરજી કરેલી



જેના જવાબમાં સાંભળવા પ્રમાણે મહેરબાન દિવાન સાહેબ રમેશચંદ્ર દત્ત સાહેબને મળી ખુલાશો કરવા હુકમ થયેલો. તદ્નુસાર કડી પ્રાંતની સદરહુ સભાના કેટલાક ૪૦-૪૫ માણસો આ નિમિત્તે વડોદરે તા. ૨૬-૧૦-૯ લગભગ ગયા હતા ત્યાં બીજે દિવસે મે. દત્ત સાહેબને મળી તેમણે સરકારના બાળલગ્નના કાયદામાંથી છૂટી માગવા રૂબરૂમાં અરજ કરી જેનો ''હાલ જાઓ, સૂબા સાહેબનો અભિપ્રાય લઈ તેમની મારફત જવાબ મળશે.'' આવો જવાબ દેવામાં આવ્યો છે તેવું સાંભળ્યું છે. સદરહુ સભાના આગેવાનો તરફથી કશી બિના મળી નથી. હવે આ જવાબ ઉપર લોકો પોતાની કલ્પના શક્તિ મુજબ કલ્પનાના કિલ્લા બાંધે છે, કોઈ કહે છે છૂટી આપશે, કોઈ કહે છે નહિ આપે, કોઈ કહે છે માંડવરાત્રિ ફેરફાર કરાવશે અને કોઈ કહે છે આ ડેપ્યુટેશનનું પરિણામ ઊલટું અવળું આવશે. ''લે ને ગઈ પૂત ઔર ખોઆઈ ખસમ'' ''ઘેટી ચરવા ગઈ હતી પણ ઊન મૂકી આવી'' એવું થશે કારણ કે આ કાયદો તો આખા ગાયકવાડી રાજ્યને માટે અને તેમાં વસનારી દરેક કોમો માટે છે. કોઈ બીજી જ્ઞાતિઓ તરફથી અત્યાર સુધી કાંઈ વાંધો ઉઠાવામાં આવ્યા નથી ને કડવા પાટીદારો તેમાં પણ માત્ર કડી પ્રાંત માંહેના પણ અમુક જ આમ છૂટ માગે તો તેથી કાયદામાંથી છૂટ મળે એ વાત અસંભવિત છે એટલું જ નહિ પણ જો આ કાયદાની શરતો સચવાય તેવો ફેરફાર કર્યા વિના ઊંઝા વગેરે બાર ગામો લગ્ન કાઢવા મળે તો તેમની તે હિલચાલ કાયદાને નુકસાનકારક હોવાથી સરકાર અટકાવી શકશે. વાહ! આ તો નિમાજ પઢતાં મસિદ કોટે વળગી, અલ્લા કાઢતાં બલ્લા વળગી, પ્રભુ ખેર ગુજારે! પરંતુ સૂબા સાહેબ તરફથી શો જવાબ મળશે તેને માટે કાંઈક હું મારી કલ્પના દોડાવું તે તરફ ખાસ કરી વાંચકો તથા ડેપ્યુટેશનના મેમ્બરો પૂરતું લક્ષ આપી વિચાર કરશે તેવી આશા છે. જે સૂબા સાહેબ પાસેથી જવાબ મળવાનો છે તે નામદારને લેખક થોડીક બાબતમાં પીછાને છે એટલે કે વિસનગર મુકામે મળેલી સભામાં પોતે પધાર્યા હતા ખેડૂતોએ તે વખતે ફરજિયાત કેળવણી અને બાળલગ્નના કાયદામાંથી મુક્તિ મેળવવા તે નામદારને રૂબરૂ આ જ ગુજારી હતી ત્યારે બધાની સમક્ષમાં તેમણે ખેડૂતોને અજ્ઞાન દશાનો બોધ આપી આ કાયદાની અતિ આવશ્યકતા બતાવી તેમાંથી છુટ મળશે જ નહિ તેમ જણાવ્યું હતું. પછી સમય સૂચકતા વાપરી તેમણે પણ ''ઠીક છે શ્રીમંતને અરજ ગુજાર જો'' આવું કહ્યું હતું તેમ મને યાદ છે.

બંધુઓ! મેં દત્ત સાહેબ તથા સૂબા સાહેબ કાંઈ છૂટ આપશે તેવી મજબૂત શંકા છે. જો આ શંકા ખરી પડે ને કણબીઓને છૂટ ન મળે તો અમારી નમ્ર અરજ છે કે કડી પ્રાંતના અને ગાયકવાડી રાજ્યના કડવા કણબીઓ દંડાઇ ન જાય તેવી રીતે લગ્નની રીતમાં યોગ્ય ફેરફાર કરી લગ્ન કાઢવાં. આ બાબતમાં જુદા જ વિષય નીચે આગેવાનોને યોગ્ય શબ્દોમાં વિનંતી કરવામાં આવી છે ને પુનઃ અત્રે વિનંતી કરવામાં આવે છે કે આગેવાનોએ જેમ આપણી જ્ઞાતિની શારીરિક તથા માનસિક સ્થિતિ સુધરે અને લગ્ન કાઢનારાઓની મહત્તા જળવાઈ રહે અને કાયદાની બારીકાઈમાં સપડાઈ ન જવાય તેવો વચલો રસ્તો કાઢશોજી.

* * *

## આગેવાનોને અરજી

ઊંઝામાં જ્યાં આપણાં કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું મંદિર છે અને જ્યાંથી વારંવાર લગ્ન નીકળે છે ત્યાં ગાયકવાડી પોલીસની ચોકી બેઠી છે એ જાણી દરેક માતૃભક્ત પુત્રને માઠું લાગે જ, પરંતુ આપણા દુખાતા દીલે પણ તેની અંદરના રહસ્યની બિના જાણવા જોગ છે જેથી આપ વાચકોનું અને આગેવાનોનું હું તે પ્રતિલક્ષ ખેંચું છું અને વિનંતી કરું છું કે ગામના બધા પાટીદારોને એકઠા કરી મારી આ નમ્ર અરજી આપ ખાસ તેમને વાંચી સંભળાવી વાકેફ કરશો.

લોકોની શારીરિક અને માનસિક બંને સ્થિતિ સુધારી તેમને યૌવન, બળવાન, વિદ્વાન ધર્મવાન, ધનવાન, જ્ઞાનવાન અને અંતે મોક્ષવાન બનાવવાના શુભ હેતુથી નામદાર ગાયકવાડ સરકાર સર શિયાજીરાવ મહારાજે बाल लग्न प्रतिबंधक निबंध નામનો કાયદો ઘડી અયોગ્ય વખતે અધર્મયુક્ત થતાં નાનાં બાળકોનાં લગ્નને પોતાના કાયદા મુજબ સજા કરે છે.

તે નામદારના ખાસ સાંભળવામાં આવ્યું જ હશે કે આ સાલમાં આપણી જ્ઞાતિના વિવાહ થવાનો વારો છે તેથી ઊંઝામાંથી નિયમસર લગ્ન નીકળે છે તેમ લગ્ન નીકળશે અને કડવા પાટીદારોની કુલ વસ્તીનો મોટામાં મોટો ભાગ પોતાના રાજ્યમાં વસે છે. જેઓ ઘણા ખરા ખેડૂતો હોવાથી વિદ્યાર્થી બેનસીબ અને અજ્ઞાન છે તેથી કાયદાની બારીકીનું ભાન તેમને ઘણે ભાગે રહે નહિ અને જો ઊંઝામાંથી લગ્ન કાઢનારા લગ્ન કાઢે તો આ અજ્ઞાન પાટીદારો પોતાનાં



૪૦ દિવસની વયથી મોટી તમામ કુંવારાં બાળકોને માતાજીના બાનાથી પરણાવી દઈ દંડ અને સજાને પાત્ર થઈ પડે અને ગુનેગારોની એક જબરજસ્ત સંખ્યા ખડી થાય તેમના પર સમન્સ, વોરંટ કાઢવાં, કેસ ચલાવવા, સજા કરવી અને છેવટે આવા કંગાલ કણબીઓને દંડવાની બહુ કડવી ફરજ નામદાર ગાયકવાડ સરકાર જેવા દયાળુ રાજાના અધિકારીઓને શીર આવી પડે, આવો ઊંડો વિચાર કરી આ ઉપાધિને મૂળમાંથી ઉત્પન્ન થતી જ અટકાવવાના હેતુથી ઊંઝામાં ચોકી બેસાડી કાયદાનો ભંગ કરવાનું પ્રથમ પગથિયું લગ્ન કાઢવાં તેને જ અટકાવમાં મૂકી દીધું છે અને માતાજીની દેવડી પર ચોકી બેસારી છે. આથી માતાજીની પૂજા, નૈવેદ્યને કોઈ પણ જાતનો બાધ આવતો નથી, કે માતાજીને નિશ્ચિંત જ રહો. શ્રી શંકરનાં પટરાણી શ્રી ઉમિયાદેવીની શક્તિની તમોને સારી પ્રતીતિ છે. માટે જો આ ચોકી બેસાડવાની પ્રેરણા કરવામાં તે જગતજનની ઈચ્છાશક્તિનો અદશ્ય હાથ નહિ હોય તો તે શ્રીમંત સરકારને તેવી પ્રેરણા જરૂર વખત આવે કરશે. શું માતાજીની મર્યાદાને મહત્તા, તમો મૃત્યુલોકના અજ્ઞાન માનવીઓ જાળવશો? અરે નાના. જો તમે તે દેવીશ્રીની મહત્તા જાળવશો તો તમારી મહત્તા પછી કોણ જાળવશે? આ અજ્ઞાનની વાત ભૂલી જાઓ અને યાદ રાખો કે જે સર્વત્ર શક્તિ વ્યાપી રહી છે તે જ તે મહા માયાની છે. તેની ઈચ્છાથી આ બધું થાય છે નહિ તો પલમાં ચ્હાય તે કરી દે. માટે બંધુઓ! માતાજીની મહત્તા માટે તેની ઈચ્છાને જાણ્યા વિના તમો પ્રયત્ન, આડા પ્રયત્ન કરી માતાજીની મહત્તામાં ઘટાડો ન કરો.

વળી મુદ્દાની બીના તો હજી બીજી જ છે તે તરફ ધ્યાન આપો. અરજીની સુનાવણી થાય છે તે સઘળા પાટીદારો સુણાવવા આ વાંચકને મારી અરજ છે.

આપણા ધારવા પ્રમાણે આવી રીતે લગ્નમાં મહાન વિઘ્ન આવવાથી માતાજીની પ્રતિષ્ઠાને જરા પણ લાંછન નથી, પરંતુ જે લોકોને લગ્ન કાઢવામાં કોઈ જાતનો ખાનગી હેતુ છે, સ્વાર્થ છે તેમનો સ્વાર્થ ન સધાવાથી તેઓ નાહક બધી કડવા પાટીદાર જ્ઞાતિને માતાજીની ઈચ્છા વિરુદ્ધ માતાજીના નામથી મિથ્યા કનડી મારે છે, પરંતુ સમજતા નથી કે ગાયકવાડ સરકારના કાયદાની સઘળી શરતો સાચવી જો ઊંઝામાંથી લગ્ન કાઢવામાં આવે તો તેથી માતાજીની પ્રતિષ્ઠા બિલકુલ ઘટતી નથી અને લગ્ન કાઢનારની પણ પ્રતિષ્ઠા ઊલટી વધે તેનો ખ્યાલ ન કરતાં અજ્ઞાન બાઈઓ પોતાના ખોટા અભિમાનથી ગાયકવાડની વિરુદ્ધ

અવળા પ્રયત્ન કરે છે ખરા, પરંતુ બાળલગ્ન અટકાવી લોકોનું શ્રેય કરવાના ઉત્તમ આશયથી જેણે ચોકી બેસાડી છે તે નામદાર ગાયકવાડ સરકાર પોતે જ્યાં સુધી તેમના કાયદાની સંપૂર્ણ મર્યાદા જળવાઈ રહે તેમ આપણે માતાજીની આમન્યા સાચવી રહેલો રસ્તો ન કાઢીએ ત્યાં સુધી તે ચોકી ઉઠાડે તે વાત સ્વપ્ને પણ માનવા જેવી નથી. તેથી જ શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજે વચલો રસ્તો કાઢવા ઊંઝા કમિટી તથા તેના પ્રેસીડંટ સાથે મસલત કરવા એક પોતાની કમિટી નીમી છે. તે તથા જ્ઞાતિ સમસ્તના આગેવાનો ગાયકવાડ સરકારના કાયદાની અને માતાજીની આમન્યા ન લોપાય તેવો જ્યાં સુધી વચલો રસ્તો પાટડીના દરબારશ્રી સૂર્યમલસિંહજીની સલાહ લઈ ન કાઢે ત્યાં સુધી કોઈ સ્વાર્થી પક્ષ પરભાર્યાં લગ્ન કાઢી ''યા તો અમે માતાજીમાંથી લગ્ન લાવ્યા છીએ'' કહી કદી ગપ ઉડાવે તો તે કદી પણ મનાશે નહિ પણ મહા ઉપાધિ રૂપ થઈ પડશે કારણ કે આમ વચલો રસ્તો કાઢ્યા વિના જો કોઈ પક્ષ તરફથી લગ્નની બૂમ ઉડાવવામાં આવે તેને કોઈ માને, કોઈ ના માને અને કોઈ ભાગ લગ્ન કરે ને કોઈ ભાગ ન કરે તે એકંદર રીતે છૂટાં લગ્ન થઈ જવા જેવું થશે. ને આવું બને તો ખચીત છુટાં લગ્ન કરનારાને બાનુ મળવાથી ઘણાં છુટાં લગ્ન થઈ જશે તે જ્ઞાતિમાં મહાઅગવડ ઊભી થશે. આ ઉપરાંત આપણા ગાયકવાડી ભાઈઓ જેઓ મોટી સંખ્યામાં છે. તેઓ બિચારા અજ્ઞાન દશામાં દંડાઈ જાય તેમની પણ ખાસ કાળજી જ્ઞાતિના જોખમદાર પુરુષોએ અને લગ્ન કાઢનારા પક્ષે રાખવી જોઈએ. આ વગેરે આસપાસનો વિચાર કર્યા વિના કોઈ પણ પક્ષે પોતાનું જ પદ જાળવવા આગળ પડતું ઉદ્ધતાઈનું પગલું ભરવા પહેલાં પોતાના કૃત્યથી પોતા પર રહેલા બોજાનો સંપૂર્ણ વિચાર કરવો ઘટે છે. માટે જ્યાં સુધી પાટડીના જ્ઞાતિ શિરોમણી દરબાર સાહેબ, પાટડી, વિરમગામ, અમદાવાદ, સુરત, દશકોષીને ભાલ, પાટણવાડો ને ગાયકવાડી પ્રજા વગેરે આગેવાનો અને ઊંઝા કમિટી તથા તેના પ્રેસીડંટ અને સમાજ તરફથી ખાસ આ કામ કરવા નીમેલી કમિટી મળી ગાયકવાડી પ્રજા દંડાઈ ન જાય અને જ્ઞાતિમાં છૂટાં લગ્ન ન થઈ જાય અને ગાયકવાડ સરકારના કાયદાની શરતો સચવાઈ કુળદેવીશ્રીની આમન્યા ન લોપાય તેવો વચલો રસ્તો ન કાઢે ત્યાં સુધી ગાયકવાડ સરકારનું સર્ટિફિકેટ મેળવ્યા વિના જ જો કોઈ પક્ષ ''અમે લગ્ન લાવ્યા છીએ'' એવી ગપ ઉડાવે તો તેથી કોઈ ભાઈઓએ દોરાઈ જવું નહિ. કોઈ સ્વાર્થી પક્ષ ગમે તેમ ગપ ઉડાવે તો



માનવી નહીં. આવી ગપથી કેટલાક લગ્ન કરશે, કેટલાક નહિ કરે, ગાયકવાડી પ્રજા દંડાઈ જશે ને લગ્ન છૂટાં થઈ જશે. માટે આ ઉપરથી દર વખતે જેઓ માતાજીએથી લગ્ન કાઢતા હોય અને લગ્ન કાઢવામાં જેઓ આગેવાની ભર્યો ભાગ ધરાવતા હોય તેઓ તથા તેમના સામા પક્ષવાળા જેઓ હવેથી લગ્ન કાઢવાની સત્તા પોતાના હસ્તકમાં લેવા ધારતા હોય તેવા આગેવાનોએ આ અરજ ઉપરથી ખૂબ ધ્યાનમાં રાખવાનું છે કે ગાયકવાડ સરકારના સર્ટિફિકેટ સિવાય અને ઉપર મુજબ સમસ્ત જ્ઞાતિના આગેવાનો સમાજની કમિટી તથા ઊંઝા કમિટીના પ્રમુખની તથા દરબાર સાહેબની સલાહ સિવાય જો કોઈ ખોટી પોલિશી કે પ્રપંચથી લગ્ન કાઢવા ઇચ્છશે તો તે સર્વમાન્ય થશે નહિ અને જેઓ નહિ માને તેઓ મરજી પડશે ત્યારે લગ્ન કરશે અને છૂટાં લગ્ન થઈ જશે તેથી જ્ઞાતિ ભારે ખર્ચના બોજામાં આવી પડશે, અને ગામે ગામ જ્ઞાતિમાં વિખવાદ થઈ તડ પડી જશે ને જબ્બર કુસંપ થશે વગેરે અનેક રીતે જ્ઞાતિમાં સંકટો ઉત્પન્ન થશે તેના જોખમના તથા અપવાદના ભાગીદાર જે એકાએક અજાણપણાએ લગ્ન કાઢશે તે જ પુરુષો છે, તેમ નક્કી સમજવું અને આવી રીતે અજ્ઞાન પાટીદારોને આડે રસ્તે દોરનાર તરીકે જે કાયદાની જવાબદારી રહેશે તો તે પણ તેમના જ શીર રહેશે તે ખૂબ ધ્યાનમાં રાખવું.

* * *

## માનની મારામાર

ઊંઝાવાળાઓ તરફથી તારીખ ૨૭ જાન્યુઆરી ૧૯૧૦ના રોજ એક એવી જાહેરખબર બહાર પાડી છે કે કડવા પાટીદાર જ્ઞાતિની સંમતિથિ ઉમિયામાતામાંથી લગ્ન કહાડવાનો હક અમે ભોગવીયે છીએ. તેઓ પોતાને મહોલ્લોત તથા રૂસાતપાટીના કડવા પાટીદાર તરીકે ઓળખાવે છે અને જણાવે છે કે ઉમાદેવીમાંથી લગ્ન કહાડી દરેક જગ્યાએ લગ્નપત્રિકાઓ મોકલવાનો અમારો હક છે. તેમની આ દલીલમાં અમને કેટલીક શંકાઓ લાગે છે જે અમે નીચે દર્શાવીએ છીએ.

જો આ પ્રમાણે લગ્ન કહાડી લગ્નનો બીડો ફોડી દરેક જગ્યાએ લગ્નપત્રિકાઓ મોકલવાનો ઊંઝાવાળાઓનો હક્ક હોય તો અમદાવાદમાં આવી, અસારવે મંડપ બાંધી લગ્નનો બીડો ત્યાં ફોડી દરેક સ્થળે લગ્નપત્રિકાઓ લખવાનો ધારો હાલ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ તેનું કારણ સમજી શકાતું

નથી. ઊંઝાવાળાઓ શા કારણથી તે બીડો ઊંઝામાં ફોડી શકતા નથી? ઊંઝાવાળાઓ શા કારણથી ઊંઝામાંથી લગ્નપત્રિકાઓ લખી શકતા નથી? તેટલા માટે સઘળી બાબતો ઉપર અમારો જ હક્ક છે એવું જે તેઓ જાહેર કરે છે તે માની શકાય એમ નથી. વળી તેઓ જાહેર કરે છે કે અમે કડવા જ્ઞાતિની સંમતિથિ લગ્ન કહાડીએ છીએ, તો તે બાબતનો તેમની પાસે ખાસ દસ્તાવેજ હોવો જોઈએ. તેથી આ જાહેરખબરની અંદર તે દસ્તાવેજની ખરી નકલ તેઓએ છાપી હોત તો આ પ્રમાણેનું તેમનું કહેવું ખરું હશે એમ સમજવાનું મને કારણ મળત. પણ કોઈ પણ પ્રકારના દસ્તાવેજી પુરાવા ઉપર તેમનો આધાર નહીં હોવાને લીધે જ તેઓએ તેવો પુરાવો રજૂ કર્યો નથી. વગર પુરાવે ગમે તે માણસ મને અમુક પ્રકારનો હક્ક છે એવું જાહેર કરે તો તેથી સિદ્ધ થતું નથી કે તેનો તે હક કાયદેસર છે. પ્રિય વાંચકો! ઉપર અમે દર્શાવી ગયા કે ઊંઝાવાળાઓ માતામાંથી બીડો કહાડે તે બાંધ્યો બીડો અસારવા અને ત્યાર પછી શાહપુર સુધી આવે અને અસારવામાં ધરમસી પટેલના વંશના માણસો તે બીડો ફોડે અને ત્યાર પછી તેમને ટીલાં થાય અને તે પછી તે ટીલાવાળાઓના હાથે જ લગ્નપત્રિકાઓ લગાય તેનું શું કારણ? લગ્નનો બીડો ઊંઝામાં બાંધ્યો ને બાંધ્યો રહે છે તેનું શું કારણ? શા માટે તે લોકો ઊંઝામાં જ લગ્નનો બીડો ફોડીને પોતાના માથામાં ટીલું ખેંચાવીને અને લગ્નપત્રિકાઓ દેશાવર મોકલાવીને લ્હાવો લઈ નથી શકતા? આ પ્રણાલિકા અસ્તિત્વમાં આવ્યાનાં શા કારણ હશે તે જાણવાને માટે, પ્રિય વાંચક, તું ઉત્સુક થયો હોઈશ. પણ તેનો ખુલાસો આજકાલના ગપગોળાઓ ઉપરથી તને નહિ મળી શકે, પરંતુ તારે ગભરાવાનું કશું કારણ નથી. પ્રિય વાંચક, હું તને જૂના ઇતિહાસમાં લઈ જઉં છું જે વાંચવાથી ઉપરની શંકાઓનું સંતોષકારક રીતે સમાધાન થશે.

સન ૧૮૫૬ અથવા સંવત ૧૯૧૨ના વર્ષમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી કવીશ્વર ઉત્તમરામજી પુરુષોત્તમજીએ કડવા નિબંધ નામનું એક પુસ્તક પ્રગટ કર્યું છે, તથા તે પુસ્તક સરકારે મંજૂર કર્યું છે અને તે પુસ્તક શિલા છાપથી છપાયેલું છે માટે જૂના વખતમાં આપણો કેવી રીતે વ્યવહાર ચાલતો હતો તેની ખરી વિગત આપણને આવા જૂના પુસ્તકમાંથી મળી શકશે. કડવા નિબંધના પચીસમાં પાને ''હાલની ચાલ વિષે'' નીચે મુજબ લખેલું છે.

''પણ હાલમાં તો પહેલી કંકોતરી શહેર અમદાવાદમાં શાહપુરમાં પટેલ



વસ્તાઘેલજીને ઘેર આવે છે. પણ તે વસ્તાઘેલજીનું ઘર મૂળ અસારવામાં હતું તેથી તે ગોરને તેડીને અસારવે જાય છે ને સારું શુભમુહૂર્ત જોવરાવીને સર્વે શહેર વગેરેના કડવાઓને જાહેર કરાવે છે ને મોટો મંડપ બંધાવીને લગ્નપત્રિકા વંચાવે છે. પણ વારાફરતી ચઢાઊતરી ચાંલ્લા કરવાનો ચાલ છે. તે વારો ચૂકીને હેરફેર થવાથી મોટી ગડબડ થાય છે ને મારામારી પર આવે છે ને માથાં પણ ફૂટે છે, એવું મોટું જુલમભરેલું તોફાન થાય છે. પછી તે સર્વે મળીને ગોળનું ગાડું લૂંટાવે છે, પણ તે ગોળનું ખર્ચ ફક્ત વસ્તાઘેલજીને માથે છે. પણ લગ્નપત્રિકા વંચાયા પછી પટેલ વસ્તાઘેલજી પોતાને ઘેર જઈને કંકોતરીઓ સર્વે દેશમાં લખી મોકલે છે.''

ઉપર દર્શાવેલ ધારાનો ખુલાસો નીચે મુજબ હોય એમ અમને લાગે છે. પટેલ વસ્તાઘેલજીના વૃદ્ધ પુરુષો પ્રથમ ઊંઝામાં રહેતા અને તે રૂસાતપાટીના કડવા પાટીદાર હતા. સદરહુ જાહેરખબરમાં ઊંઝાવાળાઓએ પોતાને રૂસાતપાટીના કડવા પાટીદાર તરીકે ઓળખાવ્યા છે અને પોતે રૂસાતપાટીના છે તે ઉપરથી જ પોતાનો હક્ક ઉપજાવી કહાડ્યો છે. પણ ઐતિહાસિક પુરાવા તરફ નજર કરતાં માલૂમ પડે છે કે પહેલાના વખતમાં રૂસાતપાટીના બે ભાઈઓમાંથી મોટા ભાઈ જેઓ પટેલ વસ્તાઘેલજીના મૂળ પુરુષ હતા તેઓ ઊંઝા છોડીને અસારવામાં આવીને વસ્યા હતા. જ્યાં સુધી મોટા ભાઈ જીવ્યા ત્યાં સુધી પોતે ઊંઝે જઈ લગ્ન કહાડીને લગ્નનો બાંધેલો બીડો અસારવામાં લાવતા અને પાસેના કડવા પાટીદારોને એકઠા કરી બીડો ફોડતા. કારણ કે જ્યારે તેઓ ઊંઝામાં વસતા હતા ત્યારે પણ તે બીડો તેમને ઘેરજ તેમના હાથે જ ફોડવામાં આવતો હતો, તેથી કરીને જ અસારવામાં લગ્નનો બીડો ફોડવાનો ધારો અસ્તિત્વમાં આવ્યો. પટેલ વસ્તાઘેલજીના વડીલ લગ્નનો બીડો ફોડ્યા પછી પોતાને હાથે જ દેશદેશાવર લગ્નપત્રિકાઓ લખતા એવું આપણે કડવા નિબંધમાંથી લીધેલ ઉપલા ટાંચણ ઉપરથી સિદ્ધ થાય છે. આ પછી અસારવામાં આવીને વસેલા મોટા ભાઈનો સ્વર્ગવાસ થયો અને તેમની પાછળ ઘણાં નાનાં બાળકો મૂકી ગયા, તેથી તે વખતમાં આગગાડીનું સાધન નહીં હોવાથી તે છોકરાઓ જાતે લગ્નનો બીડો કહાડવા ઊંઝે જઈ શક્યા નહીં તેથી તેમના પિતાના નાના ભાઈ જેઓ ઊંઝામાં વસતા હતા તેમણે લગ્નનો બીડો ઊંઝામાંથી કહાડ્યો અને તે બીડો રિવાજ મુજબ ઊંઝામાં નહીં ફોડતાં બાંધેલો બીડો પોતાના

મોટા ભાઈ તરફ અસારવે મોકલાવી આપ્યો અને તે છોકરાઓ નાના હોવાથી પાસેના પરાના કેટલાક આગેવાન માણસોએ તે છોકરાઓની વતી લગ્નનો બીડો ફોડી જાહેરમાં વાંચી બતાવવાની ક્રિયા કરી અને તેમની વતી દેશદેશાવર લગ્નપત્રિકાઓ લખી. તેથી હમણાં પણ ઊંઝાવાળાઓ જેઓ રૂસાતપાટીના નાના ભાઈનો પરિવાર છે તેઓ ઊંઝામાં ઉમાદેવીના મંદિરમાંથી લગ્નનો બીડો કહાડે છે પણ તે બીડો તેઓ ત્યાં ફોડતા નથી પણ તે બાંધેલો બીડો અમદાવાદમાં રવાના કરવામાં આવે છે.

આ ઉપરથી ઊંઝાના પાટીદારોને લગ્ન કહાડવા સંબંધી કોઈ પણ પ્રકારનો હક્ક નથી. ફક્ત તેઓ પટેલ ધરમસીના વંશજ પટેલ વસ્તાઘેલજીની ત્યાંથી લગ્નનો બીડો કહાડે છે અને બાંધેલો બીડો પટેલ વસ્તાઘેલજી તરફ મોકલાવે છે. તેથી લગ્ન કહાડવાનો ખરો હક પટેલ વસ્તાઘેલજી અને તેમના વંશજોનો છે. ઉપરની બીનાના વધુ પુરાવામાં અમે જણાવવાની તક લઈએ છીએ કે પટેલ વસ્તાઘેલજી તરફથી લગ્નનો બીડો ફોડવાનો હક્ક કાલુપુર ઝાંપડાની પોળમાં રહેનાર તેમના વારસ પટેલ હરગોવન પરસોત્તમ ભોગવતા હતા. પટેલ હરગોવન પરસોત્તમ અસારવેથી ઝાંપડાની પોળમાં રહેવા આવ્યા હતા. પટેલ હરગોવન પરસોત્તમે વૃદ્ધ હોવાથી અને નિર્વંશ હોવાથી ઉપર દર્શાવેલો પોતાનો હક્ક સને ૧૮૮૭ની સાલમાં પટેલ મૂલજી પ્રેમજી તથા પટેલ મનસુખરામ પ્રેમજીને લખી આપ્યો છે. તે દસ્તાવેજમાં પટેલ હરગોવનદાસ જણાવે છે કે આપણા કુટુંબમાં ઊંઝેથી લગ્નનો બીડો વંશપરંપરાથી આવે છે અને તે બીડો આપણા અસલ ગામ અસારવે જઈને ત્યાં બેઠક કરી તોરણ બાંધી ચારે પટેલો મળી ટીલાં કરાવે છે તે વહીવટ ગયા વિવાહ સુધી આપણા કુટુંબી ગિરધર અંબારામ કરતા હતા પરંતુ તે હાલ ગુજરી જવાથી હવે તે વહીવટ શાસ્ત્ર પ્રમાણે તથા દેશના ધારા પ્રમાણે ભોગવવાનો હક્ક મારો છે. પણ મારી હવે અવસ્થા થયેલી છે તેથી તે કામ મારાથી બજાવી શકાય તેમ નથી. માટે તમે આપણા કુટુંબમાં બીજા બધા કરતાં નજીકના પિત્રાઈભાઈ થાઓ છો માટે આપણા કુટુંબમાં ચાલતો આવેલો નાત સંબંધીનો વહીવટ ચલાવવાનો હક તમને સોંપું છું. માટે તે તમારા ખર્ચથી તમારે અને તમારા વંશજોએ ચલાવવો. આ દસ્તાવેજનું કેટલું વજન છે તે જણાવવા માટે નીચેની બાબત અમે જાહેરમાં મૂકીએ છીએ. તે દસ્તાવેજ અંગ્રેજ આઠ આનાના સ્ટેમ્પ ઉપર લખેલો છે જેમાં



સદરહુ પટેલ હરગોવન પરસોત્તમનું છે અને પાંચ સાક્ષીઓ જેમાં બે સાક્ષીઓ પટેલ ભગુભાઈ તરભોવનદાસ (ઝાંપડાની પોળના) અને પટેલ બોઘાભાઈ ગગલદાસ (જાદાભગતની પોળના)ની છે. અમે જણાવીએ છીએ કે આ બે સાક્ષીઓને લગ્નનો બીડો ફોડતી વખતે ટીલું કરવામાં આવે છે. તેથી જો પટેલ હરગોવન પરસોત્તમને સદરહુ દસ્તાવેજમાં લખેલો હક્ક ન હોય અથવા પટેલ મૂલજી પ્રેમજી અને પટેલ મનસુખ પ્રેમજી તેમના નજીકના પિત્રાઈ ન હોય તો પોતાના અંગત લાભ વિરુદ્ધ આ દસ્તાવેજમાં સદરહુ ટીલાત ગૃહસ્થો પોતાની સાક્ષી કરે નહીં પણ તેમણે સાક્ષી કરી છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે દસ્તાવેજમાં દર્શાવેલો તેમનો હક્ક બરોબર છે, આ બાબતને હજુ પણ વધારે મજબૂત કરવા માટે અમે નીચે પ્રમાણે વધારે પુરાવો રજૂ કરીએ છીએ. સન ૧૮૯૦ની સાલમાં એટલે સંવત ૧૯૪૬ના વિવાહમાં સદરહુ પટેલ હરગોવન પુરુષોત્તમ ઘણા બીમાર હતા, તેથી ઉપર દર્શાવેલ સને ૧૮૮૭માં લખાયેલા દસ્તાવેજને આધારે પટેલ મનસુખરામ પ્રેમજીએ શેઠ શંભુપ્રસાદ બેચરદાસને કાગળ લખી જણાવ્યું કે આ વખતે પટેલ હરગોવન પરસોત્તમ સખત માંદગી ભોગવે છે, તેથી તેઓ લગ્નનો બીડો ફોડવાની ક્રિયા કરવાને અશક્ત છે. માટે તે ક્રિયા ઘણી ઉપર દર્શાવેલ દસ્તાવેજની અનુસાર મને કરવા દેવી જોઈએ. પટેલ મનસુખરામ પ્રેમજીની આ માગણીના જવાબમાં તા. ૨૭-૧-૧૮૯૦ના રોજ શેઠ શંભુપ્રસાદ બેચરદાસ લશ્કરીએ પોતાની સહીથી પત્ર લખ્યો છે જેની નકલ વાંચકની જાણ માટે નીચે મૂકવાની રજા લઈએ છીએ.

**ખરી નકલ**

રા.રા., મનસુખરામ પ્રેમજી. તમારો પત્ર તા. ૨૬-૧-૧૮૯૦નો આવ્યો તે પહોંચ્યો છે. તેના જવાબમાં લખવાનું કે હાલમાં હરગોવનદાસ હયાત છે ત્યાં સુધી તેનો લાભ તમને મળી શકવાને વાજબી કહેવાય નહીં. તેમની હયાતી બાદ બીન ફરજંદ હોયે ઉત્તરોત્તર અધિકારમાં તમને લાભ મળી શકે.

તા. ૨૭-૧-૧૮૯૦

Ds / શંભુપ્રસાદ બેચરદાસ.

અત્રે અમે જણાવીશું કે શેઠ શંભુપ્રસાદ બેચરદાસ લશ્કરી જેઓ લગ્નનો બીડો ફોડવાની ક્રિયામાં આગળ પડતો ભાગ લેનાર સદ્‌ગૃહસ્થ હોવાથી ઉપર

પ્રમાણે જવાબ પટેલ મનસુખરામ પ્રેમજીને આપે તે જો પટેલ હરગોવનદાસનો હક્ક ખોટો હોય તો, બિલકુલ અસંભવિત છે. તેથી સાબિત થાય છે કે સદરહુ દસ્તાવેજમાં દર્શાવેલો હક યથાર્થ રીતે સાચો હોવો જોઈએ.

પ્રિય વાંચક! ઉપર દર્શાવેલ ઐતિહાસિક અને દસ્તાવેજી પુરાવાથી તને ખાતરી થઈ હશે કે ઊંઝાના વતનીઓને લગ્ન કહાડવામાં કોઈ પણ હક્ક નથી તેમજ લગ્નપત્રિકાઓ લખવાનો પણ તેમનો કાંઈ પણ હક્ક હોય તેમ જણાતું નથી, તેવી જ રીતે લગ્નનો બીડો ફોડવાનો પણ તેમને હક્ક નથી.

* * *

## ઊંઝાના પાટીદારોએ લગ્ન પ્રસિદ્ધ કરવાનો હક પ્રાપ્ત કરવાને બહાર પાડેલી તા. ૨૭ જાન્યુઆરી સને ૧૯૧૦ની જાહેરખબર કેટલા અંશે સિમાચિહ્‌ન છે તેનું યથાર્થ દિગ્દર્શન

જાહેરનામામાં સહીઓ કરનાર ઇસમોને તેઓ દર્શાવે છે તેમ જો તેમને જ હિંદુસ્તાનના સમગ્ર કડવા પાટીદારની કોમે લગ્ન કાઢી પ્રસિદ્ધ કરવાનો સંપૂર્ણ હક આપ્યો હોય તો તે બાબતના સમગ્ર પાટીદારની સહી સાથેના દસ્તાવેજની પાકી નકલ તેમણે જનસમાજની જાણ માટે બહાર પાડવી જોઈએ, અને તે બહાર પાડવામાં ન આવેતો તેઓ સહીઓ કરી જાહેરનામું બહાર પાડનારા ખોટો હક ધરાવવા પ્રયત્ન કરે છે. અગર તો સ્વાર્થના ઉદ્દેશથી આવી તજવીજ કરે છે તેવું સમગ્ર જ્ઞાતિને માની લેવાને કારણે મળે છે તેવું કહેવામાં અતિશયોક્તિ ગણાશે નહિ.

એક વખત નવે અને બીજી વખત અગિયાર વરસે લગ્ન કાઢવાથી જ જ્ઞાતિમાં બાળલગ્ન થાય છે અને તેથી આખી જ્ઞાતિમાં કલંક રૂપ અનેક દૂષણો ઊભાં થાય છે માટે શ્રીમંત મહારાજ ગાયકવાડ સરકારના ''बाललग्न प्रतिबंधक निवंध'' સામે આ જાહેરખબર કાઢનારા ગાયકવાડી પ્રજા કોઈ કેવી નજરથી જુએ છે તે તેમાં સ્પષ્ટ જણાવવું જોઈતું હતું.

વળી સદરહુ બાળલગ્ન વિરુદ્ધના કાયદાની બારીકીમાં આવી અગણિત ગાયકવાડી જ્ઞાતિબંધુઓ જો દંડાઈ જાય અગર તેમને સજા થાય તો તેની જવાબદારી લગ્ન કાઢવાના હકની મિથ્યા હિમાયત કરનારા અંતે આ જાહેરનામું કાઢનારના શીરે રહેશે કે કેમ તેનો જવાબ મહેરબાની કરી બહાર પાડવાનો



સહીઓ કરનાર હકવાદી પુરુષો કૃપા કરશે?

જાહેરનામામાં જણાવવામાં આવ્યું છે કે ''અમો લગ્ન કાઢી દેશદેશાવર મોકલીએ છીએ. તેમાં વિઘ્ન નાંખવાથી તમામ પાટીદાર જ્ઞાતિની લાગણી દુખાશે તેનો વિચાર કર્યા વિના લશ્કરીવાળા તરફથી કેશવલાલ છકડશી ભટ ગણપતરામની મદદથી દસ્તાવેજ રૂપ કાગળ બનાવી ખટપટ કરી સહીઓ કરાવી હક ઉત્પન્ન કરી તજવીજ કરે છે'' આ બાબત તપાસીઓ :

(૧) હક ઉત્પન્ન કરવામાં વિઘ્ન નાખ્યું ગણાતું હોય તો તેથી કરીને લગ્નની બાબતમાં કેવા પ્રકારનું વિઘ્ન આવવા સંભવ છે? અને તેથી પાટીદાર જ્ઞાતિની લાગણી દુખાવાનું શું કારણ છે! આવી વર્તણૂકથી લાગણી દુખાશે તેવું શા આધારથી જાહેર કરવામાં આવે છે? જાહેરનામાં બહાર પાડવા અગાઉ સમગ્ર જ્ઞાતિના મીલાવડો કરી અગર પત્ર દ્વારા એ અભિપ્રાય મંગાવી સમગ્ર જ્ઞાતિની અભિરુચિ મેળવી તમામ જ્ઞાતિની લાગણી દુખાશે એવું નક્કી કર્યું હોય અને તેનો દાખલો તેમની પાસે હોય તો જેની લાગણી દુખાય તેનું વિગતવાર લિસ્ટ બહાર પાડવું જોઈએ, અને તેમ ન બને તો ખુલ્લું જણાઈ આવશે કે સ્વાર્થને નુકસાન પહોંચવાથી અવાળે બાચકા ભરવાનો આ મહાન મિથ્યા ઉપાય યોજાય છે.

(૨) શેઠ બેહચરદાસવાળા ગેરવાજબી રીતે લગ્ન કાઢવાનો હક ઉત્પન્ન કરવાની તજવીજમાં હોય તે સંભવતું નથી કારણ કે તેઓ જ્ઞાતિને ઉન્નતિના રસ્તે દોરવાના પવિત્ર ઉદ્દેશથી પોતાના પદરના હજારો રૂપિયા ખર્ચનાર ખાનદાન કુટુંબના સખી ગૃહસ્થ છે તેથી આવો હક ઉત્પન્ન કરવાથી બીજાઓની માફક પોતાનો લગ્ન કાઢવામાં ઉત્પન્ન થતાં નાણાં મેળવવાનો આશય હોય તેવું નથી. નામદાર બ્રિટિશ સરકાર તરફથી મહાન પદવીનો પવિત્ર ઇલકાબ જો પાટીદાર જ્ઞાતિમાં કોઈને પણ પ્રાપ્ત થયો હોય તો તે પણ માત્ર જ્ઞાતિભક્ત શેઠ બેહચરદાસને હતો અને નથી. તેમના વાલી-વારસોને કોઈ પ્રકારની ખોટી લાલચ હોવાનો બિલકુલ સંભવ નથી. માટે આવા કુટુંબને ઉદ્દેશીને મિથ્યા લખાણ કરનારે પોતાની અને શેઠ બેહચરદાસના કુટુંબની યોગ્ય યોગ્યા લાયકાતનો વિચાર કરવાની તક લેવી જોઈતી હતી.

''ઉપર મુજબ લગ્ન કાઢવાનો હક પરંપરાથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે અમારો છે.'' આવું જાહેરનામામાં માત્ર લખવામાં આવ્યું છે પરંતુ આ

હક સંબંધી કોઈપણ દાખલા બતાવવામાં આવ્યા નથી ત્યારે પરંપરા એટલે શું સમજવું? સૃષ્ટિક્રમ શરૂ થયો ત્યારથી પરંપરા સમજવું કે અમુક વખત પછી અમુક વરસોથી સમજવું? સૃષ્ટિક્રમ શરૂ થઈ ત્યારથી પરંપરા ગણાતા હોય તેવા પ્રકારના લગ્નના દાખલા પરંપરાના જગત્ માન્ય પવિત્ર પુસ્તકો વેદ, શ્રુતિ સ્મૃતિ આદીમાં હોવા જોઈએ અને તેને અનુસરીને જો તેઓ આ કૃત્ય કરતા હોય તો તે પણ દાખલા જ્ઞાતિની સમજને માટે બહાર પાડવા જોઈએ. અને જો અમુક વખત યા વરસો ઉપરથી પછીથી પરંપરા માની લેવાતી હોય તો તે ''પરંપરાનો હક'' કેટલા વરસથી અને કઈ સાલથી આ રિવાજ શા કારણથી ચાલુ કરવાની જરૂર પડી છે કારણ કે કોઈપણ જ્ઞાતિમાં આવો હાંસીપાત્ર અને અધર્મયુક્ત રિવાજ જોવામાં આવતો નથી. તેનો માનવાલાયક ખુલાસો લખી જાહેર કરવો જોઈએ અને અમુક કારણને ઉદ્દેશીને અમુક વર્ષો પર આ રિવાજ પાડવાની જરૂર પડી છે તેવું માનવાનું કારણ હોય તો પણ જણાવવું જોઈએ. વળી હાલના વખતમાં પણ આવા કઢંગા રિવાજને આમ જ ચાલવા દેવા માટે કોઈ પણ વજનદાર કારણની હસ્તી હોય તો તે પણ જણાવવું જોઈએ. વર્તમાનકાળમાં પ્રતાપી બ્રિટિશ સરકારના ન્યાયી અમલમાં વાઘ અને બકરી એકઆરે પાણી પીએ છે તેવા વખતમાં હવે આમ ઉતાવળ કરી લગ્ન કરી નાંખવામાં શો ભય અને આશય સમાયેલો છે તે પણ જણાવવું જોઈએ. અત્યારે શાંતિનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપી રહ્યું છે ત્યારે આવા રિવાજના કહેવાતા હકોને પાણીચું પધરાવવામાં આવે ને જ્ઞાતિની ઉન્નતિ થાય તો તેમાં જાહેરનામાં કાઢનારને ગભરાવાનું શું કારણ છે?

જાહેરનામામાં વળી જણાવવામાં આવે છે કે ''શ્રી ઉમિયામાતાની રજાથી મુદતસર રિવાજ પ્રમાણે લગ્ન કાઢવાનો અમારો હક છે'' તેના માટે શું સમજવું? અનંત કોટી બ્રહ્માંડના અધિષ્ટાતા સર્વવ્યાપક પૂરણ બ્રહ્મ જેના અનહદ મહિમાને વર્ણવવા વેદ પણ સમર્થ નથી તેવા સાક્ષાત્ સ્વયંભુની મહાન શક્તિ જગતજનની શ્રી ઉમાદેવીએ સિંહવાહીનીના સ્વરૂપમાં ઊંઝાના મહોલ્લાત અને રૂસાતપાટીના પાટીદારોને પ્રત્યક્ષ દર્શન આપી આવા પ્રકારનો મુદતસર લગ્ન કાઢવાનો શી રીતે હક એનાયત કર્યો છે! અને જો શ્રી ઉમાદેવી પ્રત્યક્ષ દર્શન દઈ મુદતસર લગ્ન આપી હુકમ કરતાં હોય તો ખાસ કૃપા કરી સમગ્ર જ્ઞાતિનો ઊંઝા મુકામે મેળાવડો કરી આદ્યશક્તિ માતુશ્રીના સર્વને દર્શન કરાવી કૃતાર્થ કરવાની આ



સેવક જાહેરખબર કાઢનાર મહાશયોને યાચના કરે છે. નહિ તો મુદતસર જ અને તે પણ રિવાજ પ્રમાણે લગ્ન કાઢવાની માતાજીએ સમગ્ર જ્ઞાતિમાં માત્ર ઊંઝાના બે પાટીવાળાઓને જ રજા આપી છે, તેવી રીતે જાહેર કરી ભોળા અને અજ્ઞાન જ્ઞાતિબંધુઓને અવળે માર્ગે દોરવાનો તેમના પર આરોપ શા માટે નહિ મૂકવો જોઈએ તેનો પણ તેમણે ખુલાસો કરવાની જરૂર છે. કૃપાળુ હરસિદ્ધ માતાએ પર દુ:ખભંજનવીર વિક્રમાદિત્યને પ્રત્યક્ષ દર્શન આપી તેના પરોપકારી પુરુષાર્થમાં અનંતવાર મદદ આપ્યાનું ઈતિહાસ પરથી જણાય છે. તેમજ પૃથ્વીરાજ ચહુઆણના વખતમાં પણ ચંદબારોટે મહબાની લડાઈમાં મહાકાળીના છંદ ભણી તે દેવીનું આહ્વાન કર્યું હતું તેથી પ્રત્યક્ષ પધારી સૈન્યમાં મદદ કરી હતી. અને તે જ વખતમાં વિર ચામુંડરાયના હાથથી ચામુંડા દેવી પોતાના બલિદાનને લઈ તેની વ્હારે આવતી હતી. પાવાગઢના પતાઈને પણ નવરાત્રીના પર્વમાં સાક્ષાત્કાર થયો હતો ને તેની બદદ નતની માગણીથી મહાકાળીએ શ્રાપ દઈ તેની પાયમાલી કરી હતી. વગેરે દેવીના સાક્ષાત્કાર થવાના ઘણા દાખલા ઈતિહાસોમાં મોજુદ છે, પરંતુ ઊંઝાની આ બે પાટીદારની પાટીના પાટીદારોને બાળલગ્ન કરવાનો હક પ્રત્યક્ષ દર્શન આપી આપ્યો છે તેવો દાખલો કોઈ પુસ્તકના પાનામાંથી પ્રસિદ્ધ કરવાની જાહેરનામાં કાઢનાર મહેરબાની કરશે અને તે સાથે લગ્ન કાઢવામાં જો થતાં હોય તો દર વખતે ઉત્પન્ન થતાં નાણાંની આ જ સુધીમાં શું વ્યવસ્થા કરવામાં આવી છે તેનો વાજબી સાચો હિસાબ જ્ઞાતિની જાણ માટે લાયક સહીઓ સાથે બહાર પાડવો જોઈએ. તેવું કાંઈ પણ બનતું નથી અને આવા મનસી હકને પુષ્ટિ આપવા જાહેરખબરો બહાર પાડવામાં આવે તે કેટલા અંશે વાજબી છે તેનો સુખ જ્ઞાતિજનો મતી અનુસાર વિચાર કરી લેશે. સમગ્ર જ્ઞાતિનાં બાળકોને એક જ દિવસે પરણાવવાનાં લગ્ન કાઢવામાં તમામ જ્ઞાતિબંધુઓનું હિત અહિત સમાયેલું છે તે વાત ખાસ ધ્યાનમાં રાખી લગ્ન કાઢવાની મનસ્વી હિમાયત ધરાવનાર પુરુષોએ જ્ઞાતિ સમસ્તની અનુમતિ લઈ કાયદેસર સત્તા લઈ શ્રીમંત મહારાજા ગાયકવાડનું છૂટ આપવામાં સર્ટિફિકેટ મેળવી પછી લગ્ન જાહેર કરવાની હિમાયત કરવી જોઈએ છતાં તે પ્રમાણે કાયદેસર યોગ્ય વ્યવસ્થા કરવામાં ન આવે અને લગ્નનો વાયરો ચાલતો કરવામાં આવે તો તેથી ''बाललग्न प्रतिबंधक निबंध''ની બારીકીમાં આવી જઈ અજ્ઞાન જ્ઞાતિભાઈઓ

દંડાઈ જાય તેના જવાબદાર આવા પ્રકારના લગ્ન કાઢવાની હિમાયત કરનાર શખ્સોને ગણવામાં આવે તો તે અસંભવિત નથી. - **ચૈતન્ય**

* * *

## ''લગ્નની લ્હાણી''

બંધુઓ આ સાલ આપણા લગ્નની વારી હતી અને તેથી ચોગરદમથી લોકો એવી આશા રાખી રહ્યા હતા કે લગ્ન થશે પરંતુ કેટલાક વખત સુધી આ આશા માત્ર નામની આશા જ રહી, કારણ કે લગ્ન નિકળવાનું કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું સ્થાન જે ઊંઝા ગામ, તે ગાયકવાડી રાજ્યમાં હોવાથી નામદાર ગાયકવાડ સરકારનો બાળલગ્ન પ્રતિબંધક નિબંધ આપણને લગ્ન કાઢવામાં આડે આવ્યો, તેમાંથી છૂટ મેળવવા સંવત ૧૯૬૪ના વૈશાખમાં વીસનગર મુકામે જ્યારે કડી પ્રાંત ખેડૂત પટેલોની સમાજની બીજી બેઠક મળી હતી ત્યારે નામદાર ગાયકવાડ સરકાર પાસે જવા આગેવાનોની એક કમિટી નિમવામાં આવી હતી. કેટલાક વખત સુધી કમિટીએ કાંઈ પણ કાર્ય કર્યું નહીં તેથી તથા વિવાહનો વખત નજીક આવવાથી કડવા વિજયમાં તેને માટે પ્રસંગોપાત્ત કડવા લેખો લખવા પડ્યા અને આખરે લાંબી મુદતે સંવત ૧૯૬૫ના દશેરા ઉપર તે કમિટી વડોદરે શ્રીમંત પાસે છૂટ મેળવવા ગઈ જ્યાં તેમને શ્રીમંતની મુલાકાતનો લાભ મળ્યો નહીં પણ મહેરબાન દત્ત સાહેબને તેમણે રૂબરૂમાં અરજી આપી, જે અરજી અભિપ્રાય માટે કડી પ્રાંતના મહેરબાન સૂબા સાહેબ તરફ રવાના કરવામાં આવી. કમિટીનો આ તુમાર ચાલતો હતો તેવામાં લગ્ન કાઢવાની ક્રિયા કરવાનો પ્રસંગ નજીક આવવાથી નામદાર ગાયકવાડ સરકાર કે જેણે પોતાની રૈયતની શારીરિક તેમજ માનસિક સ્થિતિ સુધારી તે દ્વારા જનસમાજને કેળવી તેમને ઉચ્ચ સ્થિતિ પર લાવવાના શુભ હેતુથી જ આ કાયદો ઘડ્યો છે, તેણે વિચાર્યું કે જો, ઊંઝામાંથી કડવા કણબીઓનાં લગ્ન નીકળશે તો અજ્ઞાન કણબીઓ પોતાનાં ચાલીશ ચાલીશ દિવસનાં બાળકોને પરણાવી દઈ કાયદાની રાહે ખરેખર સજાવાર થઈ પડશે અને નિર્ધન પાટીદારોની એક જબરી સંખ્યાને દંડવાની દુઃખદાયક ફરજ પોતાના દયાળું અધિકારીઓના શીર પર આવી પડશે. આવી ઊભી થતી ઉપાધિને મૂળમાંથી જ દાબી દેવા તે નામદાર તરફથી આપણાં કુળદેવીશ્રીના મંદિરે પોલીસની



ચોકી બેસાડવામાં આવી અને લગ્ન નહીં કાઢવા દેવાનો બંદોબસ્ત કર્યો. આથી શ્રી ઉમિયામાતા સ્વસ્થાનના પ્રેસિડેન્ટ તરફથી તા. ૨૧-૧૨-૦૯ રોજ એક જાહેરખબર બહાર પાડી સર્વે પાટીદારોને જણાવ્યું કે, ''જો આપણે લગ્ન કાઢીએ તો ગાયકવાડ સરકારના કાયદાથી અજ્ઞાન પ્રજા દંડાઈ જાય તેથી લગ્ન નહિ કાઢવા અમને મનાઈહુકમ મળ્યો છે, અને માતાજીએ ચોકી બેઠી છે. તે બાબત અમે શ્રીમંત ગાયકવાડ સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવીએ છીએ તેનો નિકાલ થયે લગ્ન કાઢવા તજવીજ થશે. તે દરમિયાન કોઈ સ્વાર્થી માણસ લગ્ન બહાર પાડે તો તેને ખોટાં માની તે પરથી લગ્ન કરવાં નહીં.'' તેવામાં થોડા વખત પછી વીરમગામ મુકામે મળેલી શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજે શ્રીમંત ગાયકવાડ સરકારને તેમના બાળલગ્ન પ્રતિબંધક કાયદાને માટે ધન્યવાદ આપવાનો ઠરાવ પાસ કર્યો. તેથી ઊંઝા, ચાણસ્મા, મહેસાણ, ઉમતા, વીસનગર વગેરે ગામોના માણસોની સાથે વીરમગામ, પાટડી અને અમદાવાદના કેટલાક પરમાર્થી કુલીન પુરુષોએ મળી તે ગાયકવાડી ભાઈઓને બાળલગ્ન કરવાની કાયદામાંથી છૂટ મળે તે માટે ઠામેઠામ ને ગામેગામ ફરીફરીને અરજીઓ કરાવી અને તાર પણ કર્યા, પરંતુ તે પરમાર્થી પુરુષોના આ પુરુષાર્થનું સંતોષકારક કશું પરિણામ આવ્યું નહીં. મામલો આવો ચાલી રહ્યો હતો તેવામાં સાંભળવામાં આવ્યું કે અમદાવાદથી લગ્ન કાઢવા કેટલાક માણસો ગોપાલદાસે ''વિવાહનું વગોણું'' નામનું ચોપાનિયું બહાર પાડી ''માતાજીના મંદિરે તો ગાયકવાડ સરકારે લગ્ન ના કાઢવા દેવા ચોકી બેસાડી છે, માટે તેના કાયદાને અનુસરી લગ્ન કાઢવાની કબૂલાત ન આપીએ ત્યાં સુધી તે ચોકી ઉઠાડે તેમ નથી. માટે વિરમગામ મુકામે મળેલી સમાજે ૧૪મો ઠરાવ કરી આ બાબતનો રસ્તો કાઢવા પોતાની કમિટી નીમી છે તે તથા ઊંઝા કમિટી અને પ્રેસિડેન્ટ તથા પાટડીના નેક નામદાર દરબાર સાહેબ તથા પાટડી, વીરમગામ, અમદાવાદ, દશકોષી. ભાલ, ડંઢાય, પાટણવાડો વગેરેના આગેવાનો મળી સર્વને અનુકૂળ સર્વમાન્ય રસ્તો ના કાઢે ત્યાં સુધી કોઈ પક્ષ ''અમે માતાજીમાંથી લગ્ન લાવ્યા છીએ'' એવી ગપ ઉડાવે તો તે મનાશે નહીં, અને લગ્ન છૂટી થઈ જઈ એકતા તૂટી જશે ને ગાયકવાડી ભાઈઓ દંડાઈ જશે. માટે ખોટી રીતે લગ્ન કાઢનાર પક્ષે આ બધો વિચાર કરી લગ્ન કાઢવાં'' (જુઓ ગયા અંકના છેલ્લા પાને) આ ભાવાર્થનું ચોપાનિયું છપાવી બહાર પાડી લગ્ન કાઢવા ઉતાવળા થયેલા પુરુષોને

તેમ કરવામાં સમાયેલું જોખમ સમજાવ્યું અને તે મારા ધારવા મુજબ ઠીક સુલેહકારક હતું. પરંતુ માત્ર હકની જ દરકાર કરતાં આખી નાતની શી વલે થશે તેની લેશ પણ જેને પરવા નથી તેવા આગેવાનોને કહેવાને કે રોકવાને પરમાત્મા વિના કોણ સમર્થ થાય? અને તેથી પોતાના મનસ્વીવેગમાં અને ફાંકામાં આવા ડહાપણભર્યા ચોપાનીયાની કે દેશકાળની લેશ પણ પરવા કોઈએ કરી નહીં. મિ. લશ્કરી કુટુંબ તરફથી લગ્ન કાઢવા સંબંધે ''સાજ વર્તમાન''માં કાંઈક છપાવવામાં આવ્યું અને ત્યારબાદ ઊંઝાના પાટીદારોની ૨૩૬ સહીઓ સાથેનું મિ. લશ્કરીનો લગ્ન બાબતમાં કાંઈ પણ હક નથી પણ અમારો હક છે એવું પ્રતિપાદન કરનારું એક જાહેરનામું બહાર પડ્યું જેનું સવિસ્તર વર્ણન ગયા અંકમાં આવ્યું છે. ત્યારબાદ હકની મારામારી ઠીક ચાલી. અમદાવાદ ઝાંપડાની પોળના રહેવાશી, પટેલ પ્રાણજીવન ડાહ્યાભાઈ તરફથી તા. ૨-૨-૧૯૧૦ના દિવસે એક જાહેરખબર બહાર પાડી જેમાં લગ્ન કાઢી લાવી વાંચવાનો અમદાવાદના પટેલોનો જ હક સાબિત કર્યો. તેના પ્રત્યુત્તરમાં શાહપુર વસ્તાઘેલજીની પોળના રહીશ અને વારસા પટેલ મનસુખરામ પ્રેમજીએ તા. ૬-૨-૧૦ના દિવસે જાહેરખબર બહાર પાડી લોકોને જણાવ્યું કે ''સદરહુ પ્રાણજીવનદાસને લગ્ન બહાર પાડવાનો હક નથી પણ ઘણાં વરસથી મારા વડીલ વસ્તાઘેલજી તથા મિ. લશ્કરીને ત્યાં લગ્નપત્રિકાનો પડો આવે છે. માટે અમારા તરફથી જે લગ્ન જાહેર થાય તે ખરાં માનવાં.'' આ માણસ હકની બાબતમાં તેમના તરફથી અમને મળી તે ખાતરી આપ વાંચક બંધુઓને ગયા અંકમાં અમે જણાવી ગયા છીએ. માટે જેને પોતાના હકની સાબિતી જાહેર પ્રજાને જણાવવા ઇચ્છા હોય તેણે કૃપા કરી અમને લખી મોકલવું જે પર પૂરતું ધ્યાન આપવામાં આવશે. ત્યારપછી ઝાંપડાની પોળના રહીશ બીજા એક ગ્રહસ્થે ''લગ્ન કાઢી લાવી જાહેર કરવાનો અમારો જ હક છે.'' એવું છપાવી જાહેર કર્યું. આ લઢાલઢીની ઝુંબેશ તથા હકની મારામારી અમદાવાદમાં ચાલતી હતી ત્યારે લોકોની ભારે આતુરતાવાળી ગીર્દીને, ઓચિંતા લગ્નીઆ સામા આવેલી પ્રેક્ષકે જોઈ. ત્યાં રાત્રે સાડાસાત પછી અમદાવાદના પટેલો તથા લશ્કરીના પક્ષના આગેવાનો લગ્નીઆ કહેવાતા માણસોને લઈને ''શ્રી ઉમિયા માત કી જય''ના જયઘોષ વચ્ચે સ્ટેશનમાંથી નીકળી પોતપોતાના ગજા મુજબ વરઘોડો કાઢી પોતાના ઘેર ગયા. ને દરેક પક્ષ ''અમારે ત્યાં લગ્નીઆ પહેલા આવ્યા''


માની મનમાં મલકાવા લાગ્યા, પરંતુ પેલા ગાયકવાડની પાટીદારોની આવી અર્ધદગ્ધ સંખ્યા એ પણ માતાજીના મંદિરે તો ગાયકવાડની ચોકી બેઠી છે, ત્યારે આ બન્ને પક્ષ લગ્ન લાવ્યા ક્યાંથી? તેવો સહેજ સવાલ પણ કર્યો નહીં. કેટલાક સમજુ પુરુષો તો માતાજી લગ્ન આપે છે તે વાતનું ઊંડું રહસ્ય સારી રીતે સમજી રહેલા હોવાથી તટસ્થ બની જોયા કરતા પરંતુ માતાજીના ચુસ્ત ભાવિકો અને માતાજીના નામના લગ્ન પર મરી મટવા તૈયાર બની અન્ય સુધારક બંધુઓને માતાજી તરફ નાસ્તિક કહી વક્ર દૃષ્ટિથી જોનારામાંના કોઈએ પણ આ બે પક્ષ, ચોકી બેઠી છે છતાં લગ્ન ક્યાંથી લાવ્યા તેવો સહેજ પણ પ્રશ્ન કર્યો નહીં. જ્ઞાતિમાં જ્યાં અજ્ઞાનનું સામ્રાજ્ય મોટા ભાગે પ્રસરી રહ્યું છે, જ્યાં આગેવાનો ઘણાખરા ગામડાના હોવાથી અભણ હોય, જ્યાં કેટલાક સમજુ આગેવાનો ''જો આ બધા લોકો આ ભેદ પામી જશે તો આપણું ગૌરવ ઘટી જશે, આપણને બધા નમતા નહીં આવે, આપણી એકહથ્થુ સત્તા વહેંચાઈ જશે.'' વગેરે જાતના વિષમ વિચારો કરીને માત્ર પોતાની પદવીને જાળવી રાખવા ચાહે ગમે તેમ થાય પણ સત્ય બોલનારને દબાવી દઈ અજ્ઞાન લોકોને ગમે તેવા ધર્મના ધતીંગથી કાચા તાંતણે બાંધી અજ્ઞાન પ્રાણીની માફક તાંણી જવાની જેમની જાણીજોઈને ઇચ્છા છે તેવા પુરુષો જ્યાં પડ્યા છે ત્યાં કોણ આ ખુલાસો પૂછે! અરે અન્ય અજ્ઞાનનું અને આવા સ્વાર્થપરાયણ સાધુ આગેવાનોનું શું કહેવું! પણ નેક નામદાર ધર્મમૂર્તિ દરબારશ્રી સૂર્યમલસિંહજીની સમક્ષમાં પણ કોઈએ એવા નિર્ણય ન કરી બતાવ્યો કે માતાજીમાં તો ચોકી હતી ત્યારે આ લગ્ન લાવ્યા ક્યાંથી? ખેર બન્ને પક્ષ લગનીઆ પોતાને ત્યાં લઈ ગયા, બાદ વળી ચોપાનિયાનું નવું સ્વરૂપ દેખાયું જેમાં પાંચ બ્રાહ્મણો તથા ઊંઝાના બે પટેલિયાની સહીઓ તથા તા. ૭-૨-૧૦ તથા ૯-૨-૧૦ની તારીખો હતી તેમાં તેઓએ દર્શાવ્યું હતું કે યોગ્ય વખતે માતાજીમાંથી રિવાજ પ્રમાણે શાસ્ત્રયુક્ત લગ્નપત્રિકાઓ કાઢી પડો અમદાવાદમાં શેઠ. વનમાળીદાસવાલાને ત્યાં મોકલવામાં આવશે અને પછી દેશ-પરદેશ અમો બન્ને પાટીના પટેલિયાઓ તરફથી કંકોત્રીઓ આપી બ્રાહ્મણોને મોકલવામાં આવશે. લગ્નની બાબતમાં લશ્કરી વાલાનો કે કોઈનો હક નથી. આવું છપાવી બહાર પાડ્યું છતાં પણ લોકોમાંથી કોઈએ તપાસ કર્યો નહીં કે આ બન્ને લગ્ન માતામાં ચોકી છે છતાં શી રીતે આવ્યાં, પરંતુ પરંપરાનું જૂનું હોય તેને જાન માટે જાળવનારાઓ એ

તો વળી એક નવો નુક્તો કર્યો. લશ્કરીવાલાઓ જે લગ્ન લાવ્યા છે તે સુધરેલી ઢબનાં છે અને પાંચ વરસની માંડવરાત્રી વાળાં છે તેવો વહેમ જવાથી અમદાવાદના આઠીઆ પક્ષના પટેલોએ તરત જ એક ''વિવાહની વધાઈ'' નામનું જાહેરનામું બહાર પાડી જણાવ્યું કે, ઊંઝાના મોલોત અને રૂસાતપાટીના પટેલોની સહીઓનો માતાજીની આજ્ઞાથી કાઢેલ પડો લઈ રિવાજ પ્રમાણે લગનીયા અમારે ત્યાં આવ્યા છે પણ અમો લગ્ન વાંચીએ તે પહેલાં લગ્નની કોઈ ખોટી મીતીઓ જાહેર કરી પાટીદારોને આડે રસ્તે ન દોરે તે માટે અમો વૈશાખ સુદ ૧ તથા સુદ ૧૧ લગ્નની તથા માંડવરાતની તારીખો બહાર પાડી છે. લેખક જાતે રાજનગરના આ ધાંધલિયા ક્ષેત્રમાં આ બે પક્ષનું દારૂણ યુદ્ધ જોવા હાજર હતો તેણે આ પત્રિકા વાંચી અને અજાયબ થઈ ગયો. અરે આ જૂના જમાનાના જોગીઓમાં નવું શું? લગ્નીઆ પડો વધાવી પછી ઉઘાડીને લગ્નતિથિઓ વંચાય છે ત્યાં સુધી પડામાં કઈ તિથિએ છે તેની ખુદ લગ્નીઆઓને પણ માહિતી હોતી નથી અને પડો ઘરના ખૂણામાં અત્યાર સુધી કદી પણ ફોડવામાં આવતો નહોતો પણ અકળાયેલો આદમી જેમ વારંવાર ભૂલો કરે છે તેમ અહિંયાં પણ આ લોકો એ પોતાના પુરાના પ્રથાને એકદમ પોતાની મરજી પડી ત્યારે પાંચ પાટુ મારીને લગ્નીઆ પાસેથી પડો પડાવી પોતાના ઘરના ખૂણામાં ફોડી વાંચીને તરત જ જૂની રીતથી તદ્દન વિરુદ્ધ રીતે તારીખો છપાવી લગ્ન અસારવે વધાવી વાંચ્યા પહેલાં પોતે બહાર પાડી દીધી. ગામ આખામાં હો હો થઈ રહી અને ઠામ ઠામ જૂના અને નવા વિચારના પુરુષો આગેવાનોના આ ઉતાવળા પગલાંથી નારાજ થઈ ટીકા કરવા લાગ્યા. બિચારા ભોળા જૂના માણસોને આ આગેવાનોની વેતરણની શાની ખબર હોય કે પેલો પ્રતિપક્ષી હમણાં નવી ઢબનાં લગ્ન બહાર પાડનાર છે, તેથી તારીખોનો ભાસ ન પડવા દેવા આ અત્યારે એકનું એક યોગ્ય પગલું તે પુરુષોને ભરવું પડ્યું હતું. બપોર પછી લશ્કરીનો વરઘોડો ચડ્યો અને અસારવે પહોંચ્યો. ત્યાં વળી નવાં ચોપાનિયાં વહેંચાયાં તેમાં એક ચોપાનિયું ઊંઝાના પટેલોની બાર સહીઓ વાળું હતું. જેનો ભાવાર્થ એવો હતો કે ''તા. ૮-૨-૧૦ના રોજ અમદાવાદના પટેલ ચુનીલાલ ચમનલાલ તથા ભગુભાઈ ત્રિભોવનદાસે છપાવેલ વિવાહની વધાઈમાં છપાવ્યું છે કે ઊંઝાના પટેલ શામળ બાજી તથા ઉગરદાસ રામચંદ્રની સહીઓથી શ્રી ઉમિયા માતાજીની આજ્ઞાથી કાઢેલી



લગ્નપત્રિકાનો પડો લઈ લગનીયા અમારે ત્યાં આવ્યા છે. તે લગ્નની તથા માંડવરાત્રીની તારીખો ખોટી છે, કારણ કે તેમણે તે શ્રી ઉમિયામાતામાંથી મેળવેલી નથી. તા. ૧૦-૨-૧૦ આવી રીતે જાહેરખબર બહાર પડ્યા પછી તરત જ મિ. લશ્કરી તરફથી એક જાહેરખબર બહાર પાડી. જ્યારે માતાજીના દેવળ પર ચોકી બેઠી ત્યારે તેમણે પોતાના તરફથી તા. ૨૧-૧૨-૦૯ના રોજ જાહેરખબર બહાર પાડી જણાવ્યું હતું કે અમો ગાયકવાડ સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવીએ છીએ અને તેનો નિકાલ થયે લગ્ન કાઢીશું. તે વિના વચમાં કોઈ માતાજીના નામે લગ્ન બહાર પાડે તો તે માનવાં નહીં. આ જાહેરખબર પ્રમાણે પોતાના ચાલતા તુમારમાં શ્રીમંત મહારાજા સર સિયાજીરાવ તરફથી નીચે પ્રમાણે હજુ હુકમ થયો છે અને લગ્ન કાઢવા પરવાનગી આપવાથી શ્રી ઉમિયામાતાજીમાંથી ગાયકવાડ સરકારના બંદોબસ્ત સાથે અને અમલદારોની વિદ્‌માન લગ્ન કાઢ્યાં છે તે લગ્નપત્રિકા આજરોજ જ્ઞાતિભાઈઓ સમક્ષ મુકવામાં આવશે.

સૂ. બ. જા. નં.
૫૯૬
૬૬

**રા. કેશવલાલ સી. પટેલ**
દિલ્લીગેટ મુ. અમદાવાદ

આજ તરફે કડી પ્રાંત સૂબા સલામ દીગર કડવા પાટીદાર લોકોને બાળલગ્નના કાયદા વિરુદ્ધ એક વખત માટે કાયદાથી ઠરેલીયત્તા અંદર લગ્ન કરવાની છૂટ મળવા બદલ અરજ કરેલા તે ઉપરથી હજુર મંજૂરી માટે ટીપણ સાદર કરતાં તે લગત આજ્ઞા થઈ છે કે.

**હજુર હુકમ**

સદર નિબંધની કલમ આઠની રકમ. ख મુદ્દામ કડવા કણબીઓના તે વખતના અરજ ઉપરથી જ્ઞાતિ રિવાજને આવતી હરકત દૂર કરવાને માટે જ દાખલ કરેલી છે તેમાં સુધારો કરી હાલના અરજ પ્રમાણે છૂટ આપવામાં આવે તો બાળલગ્ન પ્રતિબંધક નિબંધનો મુખ્ય ઉદ્દેશ જનસમાજની લાગણી કેળવવાનો તે દ્વારા બાળલગ્ન કમી કરવાનો છે તે પાર પડતો નહીં હોવાથી એ સંબંધમાં

વિચાર કરવાનું પ્રયોજન જણાતું નથી. લગ્ન મીતી પહેલાં કડવા કણબીઓને નિબંધ અન્વયે પરવાનગી મળવી અવશ્ય છે અને તેની વ્યવસ્થા જ્યુડિશિયલ ખાતા તરફથી રહેશે એટલે નિબંધને અનુસરી લગ્ન થવામાં કાંઈ હરકત આવશે નહીં તે જાણવું.

તા. ૩ ફેબ્રુઆરી સને ૧૯૬૦.

સહી. K. B. Jadav
કડીપ્રાંત સૂબા. તા, ૩-૨-૧૦

આ પ્રમાણે હજુર હુકમવાળી જાહેરખબર બહાર પાડી પોતાના ગાયકવાડ સરકાર સાથેના પત્રવ્યવહારનું પરિણામ જણાવી મહાસુદ પડવેને દિવસે લગ્નપત્રિકા વધાવી સર્વ બંધુઓ સમક્ષ વાંચવામાં આવી. ત્યાં શેઠ દુર્ગાપ્રસાદ તથા તેમના નાના ભાઈ તથા મનસુખરામ પ્રેમજી તથા અસારવાના પટેલને ચાંલ્લા થયા. (હજુર હુકમ ઉપર ખાસ લેખ લખવામાં આવ્યો છે જે તરફ વાચકનું ખાસ ધ્યાન ખેંચું છું.) લગ્નપત્રિકામાં સંવત ૧૯૬૬ના ચૈત્ર વદી ૧૦ તથા સંવત ૧૯૭૧ના બીજા વૈશાખ સુદી ૧૦નાં બે લગ્નજ્ઞાતિના ત્રવાડી ભૂલાભાઈએ વાંચ્યાં હતાં, જેની નીચે કડી પ્રાન્તના સૂબાસાહેબનું તેની સત્યતાને માટે નીચે પ્રમાણે સર્ટિફિકેટ હતું :

This is to certify that the marriage dates noted in the Patrika bave been fixed today according to the religeous rites in vogue among the Kadva Kunbis since many Years.

**Camp Oonja.** **K.B. Jadhava**
**Suba & District Megistrate.**
**8-2-1910** **Kadi**

ઉપરના સર્ટિફિકેટનો અર્થ એવો છે કે, ''આથી સર્ટિફિકેટ આપવામાં આવે છે કે, આ પત્રિકામાં જણાવેલી લગ્નતિથિઓ કડવા કણબીઓમાં ઘણા વરસોથી ચાલતી આવતી ધર્મ-ક્રિયા પ્રમાણે આજે નક્કી કરવામાં આવી છે.''

**કેમ્પ. ઊંઝા.** **કે. બી. જાધવ**
**સૂબા અને ડિસ્ટ્રિકટ મેજિસ્ટ્રેટ,**
**તા. ૮-૨-૧૯૧૦** **કડી**



પાછળથી મહા સુદિ પાંચમને દિવસે અમદાવાદના પટેલોનો વરઘોડો ચડ્યો અને લગ્નનો પડો અસારવે ઉઘાડી વાંચવામાં આવ્યો. જેમાંની તિથિઓ વૈશાખ સુદિ પડવે તથા સૂદિ અગિયારસ તો વધાવ્યા પહેલાં જ ઘરમાં પડો ઉઘાડી બહાર પાડવામાં આવી હતી. જૂના રિવાજને જાળવી રાખવા મોટો જંગ ખોદી નાખવા તૈયાર થયેલ પુરુષોએ વરઘોડો ચડાવી અસારવે જઈ વધાવ્યા પહેલાં જ આવી રીતે તારીખો બહાર પાડનારને કંઈ પણ પૂછ્યું હોય તેવું બન્યું જ નથી. જ્યાં પોતાની ભૂલ અને પારકાની હાયને પીછાનવામાં પછાત પડેલા આગેવાનો જ્ઞાતિ સમસ્તને પોતાની મરજી મુજબ ચલાવવામાં મહત્તા માને છે ત્યાં સત્ય શું છે તેની તુલના કાળ વિના કોણ કરે? આવી રીતે બન્ને પક્ષે પોત પોતાની સગવડે પોતપોતાને ત્યાં લાવેલા લગ્નના પડા વાંચી જુદી જુદી તારીખો બહાર પાડી અને જાહેર પ્રજાને એવું સાબિત કરી આપ્યું છે કે, માતાજી અમુક માણસોને જ લગ્ન આપે, અને અમુક માણસો લગ્ન માગવા જાય તો ન આપે તેવી માતાજીની ઈચ્છા નથી. તેમજ એકજ પક્ષને લગ્ન આપે તેવું પણ કંઈ નથી. એકાદ-બે દિવસ પછી મિ. લશ્કરી પક્ષના પાંચ-પાંચ વરસના લગ્નવાળા લગનીઆ નામદાર પાટડી દરબાર સાહેબને ત્યાં કુમકુમપત્રિકા લઈ ગયા ત્યાં દરબાર સાહેબે તેમને આદરસત્કારપૂર્વક ઉતારો આપી બીજા પક્ષના લગનીઆ આવે ત્યાં સુધી થોભવા કહ્યું. પાછળથી આઠીઆ પક્ષનાં જાહેર કરેલાં લગ્નની કુમકુમપત્રિકા લઈ તેમના લગનીઆ આવ્યા. આ બેમાં કયાં લગ્નને વધાવવાં તે દરબાર સાહેબને એક ગંભીર સવાલ થઈ પડ્યો. એવામાં આ ઉપાધિમય ખળભળાટ સહન ન થઈ શકવાની કોઈ તટસ્થ પુરુષે ''ખળભળાટ''ના મથાળા નીચે એક ચોપાનિયું કાઢ્યું જેમાં ''લગ્ન નીકળ્યા પહેલાં જ્ઞાતિમાં સર્વત્ર શાન્તિ હતી પણ આવાં બે જાતનાં લગ્ન નીકળવાથી ઠામ ઠામ ખળભળાટ થઈ રહ્યો છે. વળી એવા પણ ગપગોળા ઊડી રહ્યા છે કે, પાંચ વરસની માંડવરાત્રીનું બીજું લગ્ન જોકે જ્ઞાતિની સંમતિ સિવાય કાઢ્યું છે પણ માતામાંથી વિધિસર કાઢ્યું છે, અને બાકીનું ઊંઝા વાળાઓએ જે કાઢ્યું છે તે માતામાથી કાઢેલું નથી. આવા વખતમાં નામદાર દરબાર સાહેબ પોતાના ન્યાયી અને કીર્તિવન્ત હાથથી સઘળે શાન્તિ ફેલાવશે તો તેમના ન્યાયને સર્વે માન આપીને ચાલશે એમ મારું માનવું છે.'' આવા વખતમાં બેમાં ક્યાં લગ્ન વધાવવાં આ મહત્ત્વના અને જોખમના ગંભીર સવાલનો નિર્ણય કરવા છેવટે દરબારશ્રીએ દસક્રોશી, ભાલ, પાટણવાડો,

દંઢાય, સુરત, અમદાવાદ, વીરમગામ ચુંવાળ. વઢિયાર, કાઠિયાવાડ તથા સમાજના આગેવાનોને તથા આઠીઆ અને લશ્કરી પક્ષના આગેવાનોને પોતાની સમક્ષ બોલાવ્યા. પાટડીના પાટીદારોની આગતાસ્વાગતા જેમ અસલથી વખણાય છે, તેમ આ વખત પણ જ્ઞાતિભાઈઓની સરભરામાં ઠેઠ કામદાર સાહેબથી એક સાધારણ સિપાઈ સુધી રાજ્યનાં તમામ માણસો તથા ભાયાત વર્ગથી ઠેઠ સાધારણ સ્થિતિ સુધીના પાટીદાર સુદ્ધાંત એકે પગે હાજર હતા. સ્ટેશનથી ઊતરતાં દરેક મહેમાનોને દરબારી મંડળ આવકાર આપી ગામ પ્રમાણે નિયમિત કરવામાં આવેલ ઉતારે તેમનો મુકામ કરાવી ભોજનશાળાએ લઈ જતા જ્યાં હંમેશાં મિષ્ટ ભોજન રાખવામાં આવ્યું હતું. તા. ૧૬-૨-૧૦ શનિવારે પહેલા દિવસે ત્રણ વાગે દરબારી બગીચામાં જાહેર સભા થઈ ગઈ.

## સભાનો અહેવાલ

બરાબર ત્રણ વાગે નેક્નામદાર દરબાર સાહેબ શ્રી સૂર્યમલસિંહજી તથા કુમારશ્રી દોલતસિંહજી સાહેબ પધાર્યા અને છડીદારે નેકી પોકારી કે તરત જ અગાઉથી આવી ગયેલા સર્વ બંધુઓ ઊભા થયા અને બન્ને રાજવીરોને આવતા જોઈ ''બાપ! રામ રામ ભાઈ, રામ રામ. બાપા! જયશ્રી કૃષ્ણભાઈ! જયશ્રી કૃષ્ણ.'' વગેરે પુણ્ય શ્લોકોથી તેમને વધાવી લીધા. બાદ તે નામદારોએ પોતાને માટે ખાસ ગોઠવેલી ગાદીઓ ઉપર બેઠક લીધી અને અલ્પ સમય પછી નામદાર કુમાર સાહેબે પોતાનું ભાષણ શરૂ કર્યું કે જેનો ભાવાર્થ નીચે પ્રમાણે હતો.

ભાઈઓ! આ વખત આપણી જ્ઞાતિમાં બે જાતનાં લગ્ન નીકળ્યાં છે તેનો વિચાર કરવા માટે અમોએ મુખ્ય મુખ્ય ગામોને બોલાવેલાં છે; પરંતુ મુખ્ય ગામો નિયમિત ન હોવાથી કેટલાંક ગામોને આમંત્રણ થવું રહી ગયું હશે માટે તેવાં ગામોએ અમારો અલ્પ સમય અને અગવડને ધ્યાનમાં લઈ તેમને થયેલ અપમાનની માફી આપવી જોઈએ. આપ બધાને અત્રે બોલાવવાનું કારણ એ છે કે, આપણી જ્ઞાતિમાં બે પ્રકારનાં લગ્ન નીકળ્યાં છે તેને માટે વિચાર કરી જેમ બધા ભાઈઓની નજરમાં આવે તેમ યોગ્ય રસ્તો કાઢો અને તે માટે બન્ને પક્ષના માણસોને પોતપોતાના વિચારો દર્શાવવાની છૂટ છે.

### શેઠ બાલભાઈ પાટડીવાળાના ભાષણનો સાર :

ભાઈઓ! જૂના રિવાજ પ્રમાણે આપણામાં કેવો સંપ અને સંતોષ છે તે જાણો છો. આ વખત બે લગ્ન થયાં છે તેનો વિચાર કરશો તો તે બન્ને સ્વાર્થને



લીધે કે કોમનું હિત ઇચ્છીને કાઢવામાં આવ્યાં છે તે જણાઈ આવશે. શેઠ બેહચરદાસ દીર્ઘદર્શી અને ડાહ્યા હતા. જ્ઞાતિમાં કુસંપ થાય તેવું પગલું તેમણે ભર્યું ન હતું. આ તકરાર અત્યાર સુધી માત્ર અમદાવાદમાં હતો, હવે તે આખી જ્ઞાતિમાં પ્રસર્યો છે. સુધારકો સુધારા કરવા ધારે છે; પણ ગોળ તોડવાનો મુખ્ય સુધારો કરવો જોઈએ. આપણે દરબાર સાહેબનો આભાર માનવો જોઈએ, કારણ કે આ તકરાર કાઢવા તેમણે આપણને બોલાવ્યા છે. ભાઈઓ! જુઓ, રામચંદ્રજી વનવાસ જવાના હતા તે ગયા પણ દશરથનો પશ્ચાત્તાપ મરણોત્પાદક નીવડ્યો અને કૈકેયીનું કાળું મોઢું સદાને માટે રહ્યું; માટે જ્ઞાતિના કટકા થવા ન જોઈએ. આપણી જ્ઞાતિનો કેવડો મોટો એકત્ર જથ્થો છે, પણ વાણિયા બ્રાહ્મણની ન્યાતમાં જુદા જુદા જથ્થા થઈ ગયા છે. સુધારાવાળા કહે કે, દેવું કરી વરા કરવાથી ગરીબ થઈ જવાય છે, પણ તે વાત તદ્દન ખોટી છે. અમારે **પાટડીમાં અમુક માણસોએ (ચાર-પાંચ નામ બોલ્યા હતા.) દેવું કરીને વરા કર્યા હતા, પણ આજે જુઓ તે કેવા સુખી થયા છે! અને પૈસાદાર છે! માટે કંઈ દેવું કરી વરા કરવાથી ગરીબ થઈ જવાતું નથી. એ તો પ્રારબ્ધથી થવાય છે. માટે વરાને નિંદવાની કે બંધ કરવાની જરૂર નથી.**

### શેઠ ગિરધરલાલ હરિવલ્લભદાસ વીરમગામવાળાનું ભાષણ :

હું શેઠ બાલભાઈના ભાષણને ટેકો આપું છું, અને દરબાર સાહેબનો આભાર માનવાને દરખાસ્ત કરું છું. આપણે જૂનાં લગ્ન વધાવવાં જોઈએ. જૂના રિવાજના કાઢનાર પુરુષો કેવા બહાદુર હશે કે ૧૯૨૬ની સાલમાં પ્રથમ થઈ ગયેલા દરબાર સાહેબે લાખ રૂપિયા ખર્ચી જ્ઞાતિ ભેગી કરી બંદોબસ્ત કરવા ધાર્યું હતું, છતાં પણ કંઈ બન્યું ન હતું. તો તેઓ આ **જૂના રિવાજને તોડવા શા માટે તૈયાર થયા છે! જૂના વિવાહથી તો ગરીબ ગરબાંને બહુ ફાયદો છે. માટે આપણે તો જેમ ગવર્નર, કમિશનરને અને કમિશનર, ક્લેક્ટરને હુકમ કરે છે અને જેમ હુકમ ચાલે છે તેમ ઊંઝાવાળાના જૂના લગ્નને વધાવી લેવાં જોઈએ.**

### દેસાઈ કાળીદાસ હરજીવનદાસ વીરમગામવાળાનું ભાષણ :

અત્રે મરણ કે કારજવારાનો વિષય નથી, માટે લગ્નના વિષય ઉપર જ બોલવું જોઈએ. શેઠ ગિરધરલાલ કહે છે, ''ક્લેક્ટર સાહેબ જેમ કમિશનરનો

અને કમિશનર ગવર્નરનો હુકમ માને છે તેમ આપણે પણ ઊંઝાવાળાનાં લગ્નને માન આપવું જોઈએ.'' પરંતુ ક્લેક્ટર અને કમિશનર એ તો ગવર્નરના હાથ નીચેના અધિકારીઓ છે; પણ **આપણે ઊંઝાવાળાના હાથ નીચેના તાબેદાર નથી કે આંખો મીંચીને તે કરે તે કબૂલ કરીએ. છેવટે આ અગત્યની તકરારનો નિકાલ આટલા બધા માણસો સમક્ષ કરવા કરતાં નામદાર દરબાર સાહેબના અધ્યક્ષપણા નીચે એક કમિટી નિમવી તેવી મારી દરખાસ્ત છે.** (તાળીઓ)

**શેઠ કેશવલાલ હીરાચંદ વીરમગામવાળાનું ભાષણ :**

બે પક્ષ પડ્યા છે ત્યારે આ વખત વિચારવા જેવું અને ન્યાય કરવા જેવું છે. એક પક્ષ કહેશે મારાં, અને બીજો કહે છે મારાં લગ્ન સાચાં છે. માટે આ તકરારી બાબતનો નિકાલ કરવા કમિટી નિમવાની જરૂર છે અને તેથી મિ. કાળીદાસની કમિટિ નિમવાની દરખાસ્તને હું ટેકો આપું છું.

**શેઠ ગિરધરલાલ હરિવલ્લભદાસ વીરમગામવાળાનું ભાષણ :**

આપણી ન્યાતમાં ''કડવા વિજય'' છે તે ''કડવા વિજય'' નહિ પણ ''કડવા કલેશ'' છે. આપણી ન્યાતમાં કેવો સંપ રૂપી કોટ છે. તેને ખોદવા તે કોદાળા, કોસ અને પાવડા લઈને બેઠું છે. જે જે લખાણો એમને કર્યાં તે સહન કર્યાં. કોઈને જવાબ દીધા નહિ પણ હવે તો અક્કલના ઈસ્કોતરા અને કોથળા કહ્યા. આ બધું સહન કરવું પડ્યું છે. આ તે વાત છે. કંઈ બંદોબસ્ત નહિ. શું કરવા ન લખે! હજારની પેદાશ છે અને દોઢસોનું ખર્ચ છે.

**''કડવા વિજય''ના તંત્રી પુરુષોત્તમદાસ લલ્લુભાઈનું ભાષણ :**

નેક નામદાર દરબાર સાહેબ, કુમાર સાહેબ અને ભાયાત વર્ગ તથા આગેવાન પુરુષો! આજે શા કારણથી આપણે ભેગા થયા છીએ તે ટૂંક સમય પહેલાં કુમાર સાહેબે આપણને જણાવ્યું છે. મારા જેવા તટસ્થ માણસને આજે બે પક્ષની તકરારમાં કંઈ બોલવાનું હોય નહિ તેવું ધારી મારે કંઈ પણ બોલવા વિચાર ન હતો; પરંતુ ''કડવા વિજય'' પર જ્યારે અપ્રાસંગિક આક્ષેપો કરવામાં આવે અને જો હું પોતે તેના સાચા અને નિષ્પક્ષપાત જવાબ દેવા તૈયાર ન થઉં તો તે આક્ષેપોનો મૌન્ય ગ્રહણ કરવાથી હું અડધો સ્વીકાર કરું છું તેવું માની લેવાનું કેટલાએક અજ્ઞાન બંધુઓને કારણ મળે અને તેથી જ આ કિંમતી વખતનો ભોગ આપી હું જવાબ આપવા ઊભો થયો છું તેને માટે દરગુજર



કરશો. બંધુઓ! શ્રીમાન્ શેઠ. ગિરધરલાલભાઈ એક પુખ્ત વયના સમજુ પુરુષ ગણાય છે; પરંતુ આ વખતે અહીં આપણને શા કારણે બોલાવવામાં આવેલા છે તે ટૂંક સમય પહેલાં કુમાર સાહેબે જણાવ્યું છે છતાં તે તરફ બેદરકારી રહી માત્ર પોતાના હૃદયમાં અમુક વ્યક્તિ તરફ જે અસીમ અને અપ્રાસંગિક ક્રોધ ભરાઈ રહ્યો છે તેને આજે તેઓ રોકી શક્યા નથી અને તેથી જ ''કડવા વિજય'' પ્રત્યેની તેમની કડવી લાગણીને અહીં જણાવી આપી છે અને તેથી એમના જેવા પુરુષના હૃદયના આવા વિષય વિચારો પર ટીકા કરવાનો દિલગીરી ભરેલો પ્રસંગ પ્રાપ્ત કરી આપ્યો છે. ''કડવા વિજય'' માટે પોતે આવું કડવું બોલે તેનો હું લેશ પણ સ્વીકાર કરતો નથી; પણ મારા શુદ્ધ હૃદયથી જણાવું છું કે ''કડવા વિજય'' કહાડતાં મારા હૃદયમાં કડવાઓનો વિજય કરવાનો જે ધર્મ્ય હેતુ હતો તેને અવલંબીને નિડરપણાથી મેં મારા વિચારો પ્રદર્શિત કર્યા છે અને કોઈની બદનક્ષી કરવાના ઉદ્દેશથી કંઈ લખ્યું નથી; છતાં પણ પોતાની દોષ દૃષ્ટિથી કોઈને તેમ લાગતું હોય તો તેને માટે આ અમૂલ્ય પ્રસંગનો ભોગ આપવો બિલકુલ વાજબી નથી અને તેને માટે કોઈ પુરુષને ખાસ ઈલાજ લેવાનો ઉમંગ ઊભરાઈ જતો હોય તો નામદાર દયાળુ સરકારે આના કરતાં બીજા ઘણા સારા રસ્તા યોજી રાખ્યા છે. શ્રીમાન્ શેઠ ગિરધરલાલભાઈ કહે છે કે, ''અક્કલના ઈસ્કોતરા, કોથળા'' આ બધું સહન કરવું પડ્યું છે, પરંતુ સુજ્ઞ સજ્જનો એનો ભેદ હું તમારી આગળ ભાગું છું. વીરમગામ મુકામે તા. ૨૮-૨૯ અને ૩૦ ડિસેમ્બર ૧૯૦૯ના દિવસોમાં જ્યારે સમાજની બેઠક મળી ત્યારે પહેલા જ દિવસે કામ શરૂ થયા પહેલાં એક જાહેરખબરનાં રૂપમાં વીરમગામ કડવા પાટીદારના હિતેચ્છુની સહીથી નનામું ચોપાનિયું બહાર પાડવામાં આવ્યું. જેમાં સમાજની બેઠક મળી તે કંઈ કામ કરી બતાવે તે પહેલાં તેના કામની અને તેના મેમ્બરોની વિરુદ્ધ હલકી ભાષા વાપરવામાં આવી હતી. વસ્તુસ્થિતિ આ પ્રમાણેની હોવાથી જ, જે પુરુષના હૃદયમાં એક ટીકાકારને છાજે તેવી મર્દાઈના અભાવે એક પડદાનશીન બાનુની માફક પોતાના બુરખામાં બેસી નામ છુપાવી આવાં ચોપાનિયાં બહાર પાડી ભોળા પાટીદારોને આડા રસ્તે દોરવાનું કામ કરનારને માટે ''અક્કલના ઈસ્કોતરા કે કોથળા''ના મથાળા નીચે દિલગીરી સાથે અમારે કડવો લેખ લખવો પડ્યો હતો અને નહિ કે શ્રીમાન્ શેઠ ગિરધરલાલભાઈ જ એ લેખથી ચિડાઈ

અહીં અપ્રાસંગિક ક્રોધ પ્રદિપ્ત કરે છે ત્યારે અમને ખાસ માની લેવાનું કારણ મળે છે કે તે નનામું ચોપાનિયું સમાજની બેઠક પહેલાં બહાર પાડવામાં તે શ્રીમાન્ શેઠ સાહેબનો જ હાથ હોવો જોઈએ. ખેર. તેમ હોય તોપણ અમારે વિશેષ નારાજ થવાનું પ્રયોજન નથી. અમારો ''કડવા વિજય'' દ્વારા કડવાઓના વિજયને માટે કરવામાં આવતો અસ્ખલિત પ્રયત્ન પરમાત્માની કૃપા છે ત્યાં સુધી શુદ્ધાન્તઃકરણથી ચાલતો જ રહેશે, પરંતુ તે નનામું ચોપાનિયું બહાર પાડનાર નિર્માલ્ય નરે સમાજમાં આવેલા સભ્ય સદ્‌ગૃહસ્થો કે વિદ્વાનોના માનની પણ જરાએ દરકાર કરવામાં આવતી ન હોય વિદ્યાને વંઠી જવાના સાધન ગણી ખબરદાર કોઈ અંગ્રેજી ભણાવશો નહીં તેવો ઉપદેશ આપવામાં આવતો હોય કે કોઈ પોતાના વિચારથી જરાપણ વિરુદ્ધવિચાર જણાવે તો તેના ઉપર એકાએક પુખ્ત વિચાર કર્યા પહેલાં ક્રોધ કરનાર પુરુષોનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હોય ત્યાં ક્યાંથી વિવેક અને વિચાર હોય (આ વખતે અમદાવાદના આઠીઆ પક્ષમાંથી બેસી જાઓ કોઈને બોલવું નહીં હોય તો તે તમેજ બોલબોલ કરો છો કહી બેસાડી દેવા પ્રયત્ન કર્યો છતાં દરબાર સાહેબ તરફથી બોલવાની રજા મળી હતી.): આ સિવાય શેઠ બાલાભાઈ રણછોડદાસ પાટડીવાળા એક વૃદ્ધ અને અનુભવી પુરુષ છે તેમને પણ લગ્નની ભાંજગડ વખતે ''મરણ પાછળનાં જમણો દેવું કરી કરવાથી દેવાદાર થવાનું નથી કે ગરીબ થવાતું નથી'' આવો અપ્રાસંગિક અને તદ્દન નવાઈભરેલો વિચાર જણાવી પોતાના વિશાળ અનુભવની ખરેખર ખૂબી બતાવી આપી છે. તેમનો આ અભિપ્રાય અન્ય સમજુઓ કરતાં મરણ પાછળના ભોજનોના ભાવિક ભક્તોને વેદમંત્ર તુલ્ય કીમતી થઈ પડશે પરંતુ કહેવાને માટે બહુ દિલગીર છું કે આવા સભ્ય સદ્‌ગૃહસ્થ અને સમજુ શિરોમણી મનાતા પુરુષે જ્યારે પોતાના આવા હાસ્યાસ્પદ અને અકુદરતી વિચારો દર્શાવ્યા ત્યારે પોતાની આસપાસ બેઠેલા સભ્ય સદ્‌ગૃહસ્થોની પણ પોતાની એકતરફી ધુનમાં જરાપણ કદર કરી નથી.

***દોહરો :*** *બોલી બોલ અમો લડે, વિણ તોલે મત બોલ;*
*પહેલે ભીતર ખોલકે, પીછે બોલી બોલ.*

દેવું કરીને વરો કરવાના વિષમય વાયરાને તેમણે માત્ર વાતો કરીને વેગ આપ્યો તેથી તેને જરાપણ લાભ થયો નથી પણ પોતાના ખાસ વિશાળ અનુભવમાંથી અજાયબી ભરેલો કિસ્સો ક્યાંથી આવ્યો તે એક ખાસ નવાઈ



લાગવા જેવું થઈ પડ્યું છે. ખેર! હવે આ શિષ્ટ સજ્જન પોતાના વિશાળ અનુભવના વારીધીના મંથનમાંથી પ્રાપ્ત થયેલા આ માખણના પીંડનો પ્રસાદ પોતાના વાસ્તેજ જાળવી રાખે અને અન્ય શ્રદ્ધાળુ સેવકોને આપે કે પુનઃ અમારે આવી ટીકામાં ઊતરવું નહીં પડે. ખેર, છેવટ હું સર્વ બંધુઓને સવિનય વિનંતી કરું છું કે તેઓ અંતરે જે આશયને લઈને આપણું એકઠું થવું થયું છે તેને વિસરી ન જતાં મર્યાદામાં રહી આસપાસનો પૂરો વિચાર કરી બોલવા કૃપા કરશે (તાળીઓ) જેથી પુનઃ અન્ય કોઈ સુજ્ઞ બન્ધુને આવી કડવી ટીકા કરવાનો દિલગીરીભરેલો પ્રસંગ પ્રાતન થાય.

**ઊંઝાવાળા પા. ભાયચંદ કુશળદાસનું ભાષણ** - આ લગ્ન તદ્દન ખોટાં છે. સૂબાનું સર્ટિફિકેટ લાવ્યા છે પણ સૂબા તો તે દહાડે ગામમાંયે નહોતા. જો આ વાત ખોટી હોય તો હું બાપાની (દરબારશ્રીની) ગાદીએ હાથ મૂકું. આ વખતે શેઠ કેશવલાલ છકડશીએ આ શબ્દો નોંધી લેવા વિનંતી કરી જે આનાકાની વચ્ચે નામંજૂર થઈ). અમને ક્યારનીય છૂટ મળી હોત પણ આ સમાજવાળા ડેપ્યુટેશન લઈ જવાથી મળી નથી.

**અમદાવાદવાળા પુરુસોત્તમભાઈ નાનાભાઈ વકીલનું ભાષણ** - સૂબાસાહેબ તો ગામમાં પણ આવ્યા નહોતા. વેઈટિંગ રૂમમાં હતા તેથી માત્ર તેમની વગથી જ આ સર્ટિફિકેટ આપ્યું છે. આપણા બાળલગ્નથી બ્રહ્મચર્યનો બિલકુલ ભંગ થતો નથી અને આપણા બાળલગ્ન સાચાં લગ્ન નથી.

**અમદાવાદવાળા જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણનું ભાષણ**- ભાઈઓ આપણે અત્યાર સુધી બોલવામાં બિલકુલ મર્યાદા જાળવી નથી, પરંતુ આપણે ખાસ યાદ રાખવું જોઈએ કે આપણે કોની સમક્ષમાં આજે બેઠા છીએ. શ્રીકૃષ્ણ પરમાત્માએ શ્રીમુખે ગીતાના વિભુતી યોગ અધ્યાયમાં કહ્યું છે કે હાથીઓમાં ઐરાવત તે હું છું. નરોમાં નરેન્દ્ર એટલે રાજા તે હું છું. ત્યારે આજે આપણે નેક નામદાર દરબાર સાહેબશ્રી સૂર્યમલસિંહજી સમક્ષ બેઠા છીએ. આજે પોતે નહિ કે માત્ર ચોવીસ ગામના કે સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિના જ રાજા છે પરંતુ હું માનું છું કે પોતે સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્મા છે તેથી પોતાને હું વન્દના કરું છું કે આપ આ મૃત્યુલોકમાં અત્યારે એક સામાન્ય આદમી નથી કે આઠીઆના સંબંધી કે લશ્કરીના સ્નેહી નથી. પરંતુ આપ સાક્ષાત્ શ્રી કૃષ્ણ પરમાત્મા છો જેમણે અર્જુનને સદ્‌બોધ આપી કર્તવ્યપરાયણ કર્યો હતો. જ્યાં

સુધી આ બાબતનો ન્યાય આપઆપો ત્યાં સુધી આ દુનિયાની તમામ માલિક વસ્તુઓને વિસરી જઈ સાચો ન્યાય આપો, એ જ અમારી આપ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે અને જે લગ્ન માતામાંથી જ નીકળ્યાં હોય તે સોધી આપી અમને બતાવો કે અમે આ દ્વિધા ઉપાધિમાંથી મુક્ત થઈ સત્યને જ અનુસરી કુળદેવીશ્રીને પ્રસન્ન કરીએ જ્યાં સુધી માતાજીમાંથી જ લગ્ન નીકળતાં ત્યાં સુધી બંધુઓ (આઠીઆઓ તરફ ફરી) તમારી આ બાળલગ્નની બેડી વજ સમાન હતી પણ જ્યારથી આપણે માતાજીને મૂકી કાળેશ્વર મહાદેવમાંથી લગ્ન કહાડી તેને સાચાં ઠરાવવા સત્ પ્રયત્ન શરૂ કર્યો ત્યારથી તે માતાજી આપણા ઉપર કોપાયમાન થયાં છે અને વજની મનાતી આપણી બાળલગ્નની બેડી આજે કાચા સુતરનાં તાંતણાની થઈ ગઈ છે અને તેથી હવે પાંચસે, હજાર, પંદસેંહને પંચાવનસેંહ રૂપિયાની આહુતી આપી લગ્નથી છૂટાછેડા કરવાનો વખત વહી ગયો છે. તમે કહો છો કે આપણાં બાળલગ્ન ખરાં નથી પણ જ્યારે આ લગ્નની કારમી ગાંઠથી ગંઠાઈએ છીએ ત્યારે તેમાંથી મુક્ત થઈ શકાતું નથી. એક વાર બાળકો પરણ્યા પછી તે લુલાં, લંગડાં, આંધળાં, બેરાં-બોબડાં ગમે તેમ થાય તો પણ કાયદેસર તે લગ્ન રદ થઈ શકતાં નથી.

**અમદાવાદવાળા પટેલ મોહનલાલ ત્રિભોવનદાસનું** ભાષણ બ્રહ્મચર્યનો આઠ પ્રકારે ભંગ થાય છે તેમાં બાળલગ્ન કરવાથી પણ ભંગ થાય છે. માતાજીએ તો બાર વરસની ઉંમર વિત્યા પછી લગ્ન કરવાં તેવો આપણને હુકમ આપ્યો છે. તેના અર્થનો અનર્થ આપણે કર્યો છે. એક વખત વૈદે દરદીને માટે દવા લેવા આવેલા તેના સગાંને કહ્યું કે ''લ્યો હલાવીને પાજો'' તેથી તે અજ્ઞાન મનુષ્ય દવાના બદલે પેલા અર્ધમુવા દરદીને હલાવી નાંખી તેને દવા પીવાના દુઃખમાંથી સદાને માટે દૂર કર્યો (મારી નાંખ્યો). ઉમાદેવી જેણે પાંત્રીસ-ચાલીસ વર્ષની વય સુધી તપ કરી પોતાના પતિને રીઝવી પરણ્યાં હતાં તે કુળદેવીશ્રી આપણને બાળલગ્ન કરવાની આજ્ઞા આપતાં હોય તે વાત માનવા જેવી નથી.

આ સિવાય **રા.રા. મૂળજીભાઈ ભાવનગરવાળા** તથા ઉમતાવાળા વગેરે માણસોએ ભાષણો કર્યાં હતાં અને છેવટે આમ વાદવિવાદ થવાથી તથા સાંજ પડી જવાથી ફરી બોલાવવામાં આવે ત્યારે મળવા ઉપર સભા બરખાસ્ત કરવામાં આવી હતી. બાકીના દિવસોમાં બન્ને પક્ષને સમજાવી સમાધાન કરી માતાજીની મહત્તા તથા આપણું ઐક્ય જળવાય તેવો વચલો રસ્તો કાઢવા ખૂબ તકલીફ



લીધી, પરંતુ સમાધાન ભર્યું છેવટ ન આવવાથી પોતે શ્રી દરબાર સાહેબે નીચે પ્રમાણે ચુકાદો આપ્યો (અસલ ઉપરથી ખરી નકલ.)

ભાઈઓ! જે પક્ષો હાલ પડેલા છે તેનું સમાધાન થાય તો કુસંપ અટકે તે હેતુથી ગયા ત્રણ દિવસ સુધી હમે તજવીજ કરી પણ સમાધાની ભર્યો રસ્તો નીકળી શક્યો નથી તેથી આપણે સૌએ દિલગીર થવા જેવું છે કારણ હવે સૌ સૌને ફાવતું કરવાનો રસ્તો રહે છે એ ઇચ્છવાજોગ નથી. પણ તેમાં આપણે નિરઉપાય છીએ તોપણ માતાજી પાસે અમારી પ્રાર્થના છે કે કૃપા કરી બન્ને પક્ષને સુબુદ્ધિ આપો કે નાતમાં કુસંપ વધારતા અટકે તા. ૨-૩-૧૦.

આ પ્રમાણે નામદાર દરબાર સાહેબે ચુકાદો આપ્યો. બેશક સહુ સહુની મરજી પડે તેમ નિરંકુશિતપણે વર્તન થાય તે ઠીક નથી પરંતુ આમ દરબાર સાહેબ જેવા પુરુષ પાસે પણ સુધારાનાં મમત્વ વિરોધીઓ જમાનાને સમજી શક્યા નથી ત્યારે તેમને બીજું કોણ સમજાવશે? કાળ અને બીજો શો સારો ઉપાય રહ્યો? હવે જેને ફાવે તે રીતે ન્હાય ચૈત્ર વદ. ૧૦, વૈશાખ સુદ ૧, વૈશાખ સુદ ૧૧ અને ન્હા સં. ૧૭૭૧ના બીજા વૈશાખ સુદ ૧૦ લગ્ન કરે તો તેને છૂટી જેવું થયું છે પરંતુ આશા રાખવામાં આવે છે કે આવા ચુકાદાના અર્થનો અનર્થ કરી કોઈ ઉચ્છંખલ બંધુ અર્થશાસ્ત્રના ઉપદેશથી અવળું પગલું નહીં જ ભરે. કારણ કે લગ્નની બાબતમાં અત્યાર સુધી તો માત્ર ૯-૧૧ વર્ષે જ લગ્નનો લ્હાવો લેવાનો પ્રસંગ પ્રાપ્ત થતો તેથી લાંબી મુદતે શું થશે જાણી દરેક માતા પિતાનાં નાનામાં નાનાં બે ત્રણ માસનાં બાળકોને પણ પરણાવી દઈ કજોડાની કફોડી સ્થિતિમાં મુકી દેતાં પરંતુ હવે જો તેઓ પોતાના સંતાનોના સગપણ વખતે ૩-૪ વરસનો તફાવત રહે તેવી રીતે જોડી ન મળતી હોય તો ખાસ આવતાપાંચ વર્ષ પર મુલતવી રાખી તે નિર્દોષ, અવાચક બાળકોને માત્ર પોતાને લ્હાવો લેવા ખાતર કે માત્ર પોતાના હું પદને ખાતર બાળલગ્નના બળતા ખાડામાં હોમી નહીં જ દે. અજ્ઞાન પુરુષો જેઓ આ બાળલગ્નની બળતી સગડીઓના તાપથી તપતા રહે છે, પોતાની નિર્દોષ કુમારીકાઓ ધીમે ધીમે સીજાય છે, રીબાય છે, એટલે બેસે છે, એક, બે, ત્રણ, ચાર કે પાંચ પતિ કરી પતિ વૃત્તનો ભંગ કરી ભટકતી બને છે, સગપણ વખતે યોગ્ય ફેરફાર પાછું જોડું ન બનવાથી વરકન્યાની સરખી અગર વરની કન્યાની પણ નાની વય રાખવામાં આવે છે, તેથી છોકરાનું શરીર તથા ધાતુ પરિપક્વ થયા પહેલાં

૧૩ વરસે પુત્ર બાલ્યાવસ્થામાં હોય અને વહુ ૧૩ વરસે સ્ત્રી ધર્મમાં આવે છે, ત્યારે તે બિચારા નિરભાગી બાળક વરને ડંખવાની વેતરણ થાય છે ને એક નવયૌવાન તથા બળવાન સ્ત્રી સાથે બાળક વરરાજાને પરાણે પરાણે પુરુષ ભાવ ભજવવો પડે છે, અને છેવટે આવી પોતાનાથી વધારે કૌવત અને કદવાળી સ્ત્રીમાં હંમેશ અતૃપ્ત ફરજિયાત ફરજ બજાવતાં હત પ્રાય અને મૃતઃ પ્રાય બની બિચારો બાળકવર ખીલતો જ કરમાઈ જઈ, ઊગતાં જ અસ્ત પામી નિરવીર્ય બની જીવતો મુવા જેવો હાડમાંસનો કોથળો ઊંચકી ઔષધીના આશ્રયે આપત્તિમયને રોગી આયુષ્ય ગાળી, રોગીને નિરમાલ્ય પ્રજાને ઉત્પન્ન કરી આવી પડેલી આફત સમાન પોતાની જિંદગી પૂરી કરે છે, પરંતુ પછી જુવાન સ્ત્રીની વીંટબણા તો હું શી વર્ણવું? તેને માથે પણ માનસિક વેદનાનો મહાસાગર ગાજી રહ્યો હોય છે જેમાં ડૂબતી ડૂબતી અનેક કારા પારામાં આ જુલમી જીવનનો ''હાય! મુઆં મા-બાપ, તેમનું નખ્ખોદ જજો'' આવા આશીર્વાદોનો અસ્ખલીત વરસાદ વરસાવતી દુઃખે પાપે પ્રાણીઓની પેઠે પેટ ભરી પતિ-પત્નીના પ્રેમનો ભૂખ્યો પરાક્રમી નિહાળી, અનુભવ અનુભવને પેટ ભરી પસ્તાવા છતાં પણ જેઓ પૂરી રીતે સમજી શકે તેવી શક્તિમાં નથી તેમને માટે તો મારે દિલગીર થવા સિવાય અન્ય રસ્તો નથી પરંતુ જેઓ સમજે છે ને પેટમાં બળે છે તેઓ શા માટે, શા લ્હાવા લેવા આવા ઊંધા રસ્તે ચડે છે તે અન્ય અજ્ઞાનને ઊંધા રસ્તે ચડાવે છે તે સમજાતું નથી. ખેર હવે જેને વીતે છે. તેમાંના કેટલાક સમજવા લાગ્યા છે કારણ કે વિદ્યાનો વધારો, ઉપદેશકોનું વિચરવું, સમાજ વગેરે જાહેર સંસ્થાઓનો સતત પ્રયોગ તથા ના. ગાયકવાડ સરકારનો બાળલગ્નનો કાયદો વગેરે સાધનોથી વાતાવરણ બદલાતું જાય છે. ફૂલના દડા સાથે પરણાવવાની શરમિંદી રૂઢિના સેંકડો સમજુ ભાવિકો વધતા જાય છે તે શું સાબિત કરી બતાવે છે? પ્રિય વાચક! જો તું પણ માતાપિતાની જોખમવાળી પદવી ધારણ કરનાર મહાભાગ્યશાળી હોય તો સર્વ શક્તિમાન અને પ્રાણી માત્રના પિતા પરમાત્માએ તારા હાથમાં નિર્દોષ બાળકોનું ''ટ્રસ્ટ'' વહીવટ કરવા સોંપ્યું છે તેના જોખમનો ખ્યાલ રાખી તે બાળકોનું સુખ શેમાં રહેલું છે તેની ખોજ કરજે. સોંપવામાં આવેલાં બાળકોના ''ટ્રસ્ટ''નો જો તું તારા મમત્વને માટે, તારા ખાનગી ચાંલ્લા કે કર. કરિયાવર લેવાની લાલચને માટે, કે કોઈ સ્વાર્થ સાધુતાને માટે ઉપયોગ કરીશ તો તેમ કરવાનો તને પરમાત્માનો હુકમ ન હોવાથી તું પાપનો ભાગી



બનીશ; ને તેમાં તેના પ્રાયશ્ચિત્ત રૂપે પુનઃજન્મમાં તું નિસંતાન રહીશ. મોટી ઉંમરે ને ટૂંકી મુદતનાં લગ્ન થવાથી ગરીબ-ગરબાંનાં છોકરાં કુંવારાં રહે તેવી પાયા વિનાની વાત બાંધી શાંતિથિ તમારી જિંદગીના સાંજના સમયનો સદુપયોગ કરો જેથી પરમાત્મા તમારા પર કૃપા કરી તમને સદા શાંતિ આપે.

* * *

## અમદાવાદી આઠીયાઓનો નિરંકુશિત અધિકાર અને પટેલાઈ તથા શેઠાઈનાં રાજીનામાં

**અમારા ખબર પત્રી તરફથી ખબર મળી છે કે :**

(૧) અમદાવાદના કેટલાક આઠીઆઓએ ભેગા થઈ દશમનાં લગ્નની હિમાયત કરનાર અને સુધારાવાળા મિ. લશ્કરી કુટુંબ, મિ. જેઠાલાલ સ્વામિનારાયણ મિ. કાલીદાસ મોદી, મિ. કેશવલાલ રાયજી તથા મિ. મણીલાલ દામોદર. આ પાંચ જણને આઠીઆઓએ નોંતરાં દેવાં નહીં અને તેમાંનો કોઈ આઠીઆ તરફથી જમવા આવ્યો હોય તો જમવા બેઠેલ બીજા આઠીઆઓએ ઊઠી જવું, આવી વાત કરી મળેલા સર્વે વિખરાઈ ગયા. (આ વખતે તરવાડીને ફેરવી બધાને બોલાવવામાં આવ્યા નહોતા.)

(૨) બીજી મિટિંગ મળી તેમાં ઝાંપડાની પોળવાળા પા. પ્રાણજીવનદાસ ડાહ્યાભાઈ (સાંભળવા પ્રમાણે આ સદ્‌ગૃહસ્થ લગ્ન જાહેર કરનારા પટેલો માંહેના એક છે અને તેમણે એક મોટી ગંજાવર રકમ લઈ એક આઠીઆ ગ્રહસ્થની પુત્રીને છૂટકો આપ્યો છે) તથા મિ. પુરુસોત્તમ નાહનાભાઈ એ બન્ને ગૃહસ્થોએ આઠીઆ યુવક મંડળ સ્થાપવાનો પ્રયત્ન કર્યો. તે બાબતમાં મિ. પુરુષોત્તમદાસે ભાષણ કરતાં જણાવ્યું કે આખી જ્ઞાતિને લગ્ન વગેરે બાબતના સુધારા માટે ચકડોળે ચઢાવનાર સમાજને ઉપસ્થિત કરનાર વિરમગામ કલબમાં પણ પ્રથમ માત્ર મિ. દ્વારકદાસ જીભાઈ એક જ હતા. તેમાંથી વધતાં વધતાં ત્રીસ ચાલીસ થયા. આપણે પણ એ રીતે મળીને સુધારા કરનાર સમાજને તોડી નાંખી જૂના રિવાજનાં લગ્નને તથા વરાને જાળવીને આપણા બાપદાદાઓએ મેળવેલું માન કાયમ રાખવું જોઈએ. જવાબમાં જુવાનિયાઓ બોલી ઊઠ્યા કે હા! આપણે પણ સંવત ૧૯૭૦માં લગ્ન કહાડો અને આપણા પુષ્કળ પૈસા તણાઈ જાય છે તેવી વરાને બંધ કરો. પ્રત્યુત્તરમાં **મિ. પુરુસોત્તમદાસજી બોલ્યા**

**કે ભાઈઓ વાત તો સાચી છે પણ હવે આપણે બાર વર્ષનું આ પૂછડું ઝાલ્યું છે તે હાલમાં તો ઝાલી રાખવું પડશે, નહીં તો આપણી આબરુ જશે માટે હમણાં તો આપણે વિવાહ અને વરાની બાબતમાં જે પકડી છે તે છોડવી નહીં.** આવી રીતે શરૂઆતમાં જ મતભેદ પડ્યો. (प्रथम ग्रासे मक्षिका पात.) છેવટે રવિવારે બીજી મિટિંગ મળે ત્યારે પોતાના અભિપ્રાયને મળતા માણસોનું પોળમાંથી લિસ્ટ કરી લાવવા નક્કી કરી બધા વિખરાઈ ગયા.

(૩) ત્રીજી મિટિંગ મળી તેમાં કારણ એ હતું કે પ્રથમની મિટિંગમાં તરવાડી ફેરવ્યા સિવાય કેટલાકોએ પાંચ જણનો વ્યવહાર નહીં રાખવા ખાનગી ઠરાવ કર્યો હતો. તેમાં મિ. સ્વામિનારાયણને શેઠના કુટુંબના વડોદરાવાળા ગ્રહસ્થ પોતાની સાથે દશઈયાંમાં જમવા લઈ ગયા જ્યાં તેમની સાથે ઘણા આઠીઆઓએ આનાકાની સિવાય ભોજન લીધું હતું. તેના બીજે દિવસે મામુનાયકની પોળના એક આઠીઆ ગ્રહસ્થ મિ. મણિલાલ દામોદરને જમવા લઈ ગયા. એ રીતે આ બંને આઠીઆઓએ પ્રથમનો ઠરાવ તોડ્યો. તેમના વિષે વિચાર કરવા તરવાડી ફેરવ્યા સિવાય બધા મળ્યા હતા. શરૂમાં મામુનાયકની પોળવાળા આઠીઆને માટે ચર્ચા ચાલતાં એક ભરભડીઆજી બોલી ઊઠ્યા કે શેઠના કુટુંબના વડોદરા વાળાનું પહેલું ધારો ને? બીજો ઊઠ્યો કે આ ઠરાવ કાંઈ તરવાડી ફેરવી બધાને બોલાવી કયો નથી વગેરે બાબતનું વાક્યુદ્ધ શરૂ થયું. શેઠ તથા પટેલને બોલાવવા ગયા પરંતુ અર્ધરાત્રી વીતી જવાથી બબડતા બબડતા સર્વ વેરાઈ ગયા.

(૪) ત્યારબાદ બીજે દિવસે જાદાભગતની પોળમાં સવારના લગભગ દશ વાગે આઠદશ ઉતાવળિયા ભેગા થયા અને રાત્રે બધાને ભેગા કરવા તરવાડી ફેરવવા શેઠ તથા પટેલને બોલાવવા મોકલ્યું. કોઈ ભેગું થયું નહીં ત્યારે મિ. મગનલાલ ચકુભાઈ પાદશાહને શેઠ તરીકે બોલાવી પૂછતાં તેમણે પણ ચોખ્ખી હા કહી નહીં જેથી છેવટે ભેગા થયેલા દશ-બાર જણાઓએ બધાને આમંત્રણ આપવા તરવાડીને હુકમ આપ્યો. રાત્રે બધા એકઠા થયા અને પૂછવામાં આવ્યું કે વ્યવહાર બહાર મૂકેલા માણસોને જમવા તેડી જનાર તથા તેમની જોડે જમનારનું શું ધારો છો? એ ઉપરથી કોઈ કંઈ અને કાંઈ કહેવા લાગ્યું. છેવટે પટેલ તથા શેઠને પૂછતાં તેઓએ જણાવ્યું કે જેને જે ધારવું હોય તે ધારે. અમારે શેઠાઈ તથા પટેલાઈ કરવી નથી. જેથી એક આકળાજી ઊકળી ઊઠ્યા કે ત્યારે


જમણનાં વાસણોની ચિઠ્ઠી કોણ આપશે? તરવાડી ફેરવવાની પરવાનગી કોણ આપશે? કોઈ ઈકોતેરમાં લગ્ન કરશે તેનું શું? અને કોઈ છૂટાં લગ્ન કરશે તેનું શું? વગેરે શેઠાઈ તથા પટેલાઈને લગતી સત્તાના અમલના સ્વાલો પૂછ્યા. સઘળા સવાલોના સામટા જવાબમાં શેઠો તથા પટેલોએ જણાવ્યું કે જેને જેમ ફાવે તેમ કરે, સૌ સૌની મરજી આવે તેમ કરવા છૂટ છે. ત્યારબાદ કેટલીક ગરમાગરમ બોલાચાલી વચ્ચે સભા દિલગીરી ભરેલી રીતે બરખાસ્ત થઈ હતી.

## ટીકા

આ પ્રમાણે આઠીઆએ મળીને દશમનાં લગ્નની હિમાયત કરનાર ઉપર પોતાનો પ્રકોપ પ્રકાશ્યો પરંતુ દશમનાં લગ્નના કહાડનાર એકટિંગ પ્રેસિડેન્ટ શેઠ કેશવલાલ છક્કડશી તથા દશમનાં લગ્ન કરનાર અમદાવાદ તળના સેંકડો માણસોને માટે તેઓ કાંઈ પણ કરી શક્યા નહીં. કેટલાક વગ વિનાના અને બહોળા કુટુંબ વગરના માણસો ઉપર પોતાની સત્તાની બુંઠી સમશેર વાપરી બકરીઈદ કરી પોતાની નૈતિક હિમ્મત અને કાર્યદક્ષતાની તેમણે ખરેખરી ખામી બતાવી આપી છે. વળી તેમના કરેલા ઠરાવને તોડનાર માટે તેઓ કાંઈ પણ કરી શકે તેવી સ્થિતિમાં નહોતા તો કમ્મરે કસેલી સત્તાની સમશેર ખેંચતા પહેલાં જ વિચાર કરવો જોઈતો હતો કે પાછળથી તેમની ખેંચેલી તલવાર તેમને શરમ ભરેલી રીતે મ્યાન કરવી પડે નહીં. ખેર! તેઓ પણ જૂના જમાનાના પટેલ તથા શેઠોના પુત્રો છે તેથી આ બધું તેઓ જે કરે છે તે તેઓની પટેલ પોથીમાંથી કાંઈક સમજીવિચારીને પોલિશીથી કરતા હોય તો પણ શી ખબર? પણ એટલું તો ખરું કે ઠરાવ કરતી વખતે રિવાજ પ્રમાણે તરવાડી મારફત બધા આઠીઆઓને બોલાવી શેઠ તથા પટેલના અધ્યક્ષપણા નીચે ઠરાવ કરવો જોઈએ. તેવી જૂની રૂઢિને તજી દઈ કેટલાક પેટના બળ્યા માણસો મળી પોતાના પાણીની માપણી કર્યા સિવાય ઠરાવ કરે ને તે જ્યારે અમલમાં ન આવે અને તે ઠરાવે તોડનાર મળે ત્યારે તેના વિષે વિચાર તરવાડી ફેરવ્યા વિના રીત વિરુદ્ધ પાછા ભેગા થઈ ખટપટ કરી વીલે મોંઢે પાછા વિખરાઈ જાય અને છેવટે શેઠ પટેલને બોલાવી રીત વિરુદ્ધના પોતાના આવા વર્તનમાં સામેલ થવાની શીરજોરી કરે ત્યારે તેમના સમજુ અને દીર્ઘદર્શી પટેલો અને શેઠો આવા મામલામાં પોતાના હોદ્દાનું રાજીનામું ન આપે ત્યારે બીજું ડહાપણભર્યું પગલું ભરે કયું? ઠીક આગેવાનો તો પોતાના ડહાપણનો સદ્ઉપયોગ કરી હાથ ખંખેરી

છૂટા થયા પરંતુ તેમાં અમને મોટો ભય રહે છે કે આમ અલગ થઈ જવાનું સારું પરિણામ આવશે નહિ. કારણ કે નેક નામદાર પાટડી દરબાર સાહેબ પાસે લગ્નની એકતા બાબત નિર્ણય કરવા જ્ઞાતિ મળી ત્યારે આવા ઉપાધિખોર માણસોથી થાકી કંટાળી જ્ઞાતિનું શ્રેય કરનારા પોતાના હૃદયમાં રમી રહેલા સત્ય વિચારોને બાજુ ઉપર મેલી દરબાર સાહેબે સૌ સૌને ફાવે તેમ કરવાની છૂટ આપવાના ભાવાર્થનો ઠરાવ વાંચી સંભળાવ્યો અને પોતે ઉપાધિમુક્ત થયા પણ તેનું ટૂંક વખતમાં આ નિરંકુશિત જ્ઞાતિમાં કેવું પરિણામ આવ્યું તે આપણી નજરે જોયું અને વળી જોઈશું. ઠામ ઠામ સવડ પડતાં છૂટાં લગ્નનો સેંકડો થઈ ગયાં, થાય છે અને થશે. જ્ઞાતિ બધી બારેવાટ થઈ ગઈ અને કશો નિયમ રહ્યો નહીં. તેવી જ રીતે અમદાવાદના આઠીઆ જેવા થડાના આગેવાનો આમ હિંમત હારી વાનપ્રસ્થ બની અલગ થઈ જાય તે વખતે તેઓ પોતાની ઉપાધિ ટાળવામાં પાછળથી પોતાની અજ્ઞાન જ્ઞાતિને કેટલું નુકસાન થશે તેનો પૂરો વિચાર કરવાની એક વાર ફરીથી તક લેશે તો અમદાવાદના થડાને ઘણો લાભ થશે. લખવાને માટે અમો ઘણા દિલગીર છીએ કે આવા કાર્યકુશળ આગેવાનો પણ બસો ઘરના થડા માંહેના ગણ્યાગાંઠ્યા ઉચ્છૃંખલ અને મમત્વી માણસોના મમત્વને માન આપી વાનપ્રસ્થ થયા છે. હવે જોઈએ છીએ કે વાનપ્રસ્થ બની અલગ થઈ ગયેલા આગેવાનોની જગાએ થડાના માણસો કોઈ નવા લાયક હકદારને નવો પટ્ટાભિષેક કરે છે કે પછી સમસ્ત જ્ઞાતિને એકે લાકડીએ હાકવાની સત્તાનો એકહથ્થુ ઈજારો રાખનાર આ હકદાર બસેંહ ઘરની જ્ઞાતિ શેઠ અને પટેલિયા વિનાની જ રહે છે? આ પ્રશ્નના ઉત્તર માટે વાંચક તમારે અને અમારે શાન્તિ પકડ્યા વિના હાલ બીજો ઉપાય નથી પરંતુ જોઈએ છીએ કે તાળાં વાસી બંધ બારણે ચોકીપહેરાવાળી ભરાતી મિટિંગોમાંથી પણ અમારા ઘૂસણિયા ખબરપત્રીઓ આવતા અંક પહેલાં શું જણાવે છે? યુવક મંડળ સ્થાપી સુધારાના ઊલટી આવેલા સમુદ્રને ટીંટોડાની માફક પગ વડે ખાળી રાખવાનો મિથ્યા પ્રયત્ન કરવાની શરૂમાં જ તેમના યુવાનોના હૃદયમાં સુધારાના પડેલા સંસ્કારોની પટેલ મિ. પ્રાણજીવનદાસ તથા મિ. દાસભાઈ જેવા નામાંકિત પુરુષોએ પૂરતી કિંમત પીછાનવી જોઈએ તેના બદલે પોતે સુધારા કરી આગળ વધનારા આઠીઆ યુવકોને કુધારાને વળગી રહેવા પોતે આગ્રહ કરે અને પડતાં પડતાં પણ પાછું વાળી પરિણામ તરફ ન જુએ ત્યારે કહો આવા આગેવાનોના



આધિપત્ય નીચે આ સંઘ કાશી ક્ષેત્રમાં સાંગોપાંગ નિર્વિઘ્ને શી રીતે પહોંચે તેનો વાંચનાર તમે જ વિચાર કરી લેશો.

**આ તે પેલી વિવાહની વધાઈ કે વિવાહનું વગોણું**

(૧) રાંદેર મુકામે સભા મળી વૈશાખ સુદી ૮નાં જુદાં જ લગ્ન કાઢ્યાં હતાં તે આપ સર્વના જાણવામાં છે તે પ્રમાણે રાંદેરમાં પાંચ ચોરીઓ બંધાઈ હતી તે કુલે તે ભાગમાં પચાસ લગ્ન થયાં હતાં કારણ કે ઘણાં બાળકો તો મોટી ઉંમરે વિધિસહ પરણાવવા તેમણે કુંવારા રાખ્યા છે. આ વખતે વરઘોડો કાઢવામાં આવ્યો હતો જેમાં અમદાવાદ વાળા મિ. દુર્ગાપ્રસાદ લશ્કરી, મિ. સ્વામિનારાયણ, શેઠ માણેકલાલ કેશવલાલ, શેઠ જેઠાભાઈ ઉમેદભાઈ તથા મામુનાયકની પોળવાળા આત્મારામભાઈ વગેરે હાજર હતા. ખોટા વહેમોનું ખંડન કરી જ્ઞાતિમાં સુધારા કરવાના સ્તુતિ પાત્ર કામમાં મિ. બેહચરદાસ લશ્કરી શેઠની માફક શેઠ દુર્ગાપ્રસાદ પણ આગળ પડતો ભાગ લેશે તેવી આશા રાખવામાં આવે છે. સુધારાવાળા આવાં સેંકડો લગ્નો કાઢે યા ચ્યાહ તેટલાં છૂટાં લગ્ન થાય તોપણ અમારા લગ્ન કાઢનારા ને જાહેર કરનારા હકદાર વીરપુરુષોને તો પોતાની પુરાની પરનાલીકા પર કશી પણ હજુ અસર થતી જણાતી નથી. ભાવનગરમાં પ્રથમ છૂટાં લગ્ન થયાં ત્યારે આ પુરુષોને ક્રોધ તો ખૂબ ચડ્યો. ઠેઠ પાટડી દરબારમાં જઈ દાદ નોંધાવી ને કાંઈ વળ્યું નહિ ત્યારે કહેવા લાગ્યા કે, ''પણ એ ક્યાં કણબી છે. એ તો ગુર્જર સુતાર છે. માતાજીએ કોપ કર્યો ને પરણનાર પુત્ર મરી ગયો'' તેમનો ઉડાવેલો આ ગપગોળો ફુટ્યો ત્યારે જણાયું કે તે નવલ જોડું તદ્દન આરોગ્ય છે. છોકરો હાલ મુંબઈની વૈદ્યની મોટી કૉલેજમાં ભણે છે. ને બાઈ પણ શીળવતી યુવાવસ્થાએ તદ્દન નિરોગી છે. વૃથાવાદીનાં વદન કમળ ત્યારે જ શ્યામ થયાં. હવે આ રાંદેરવાળા પાટીદારોનાં લગ્નની બાબતમાં તે શું કહે છે તે જરા જુઓ ''અરે આ તો પેલાં લંગોટીઆં કણબી છે. આપણે ને તેમને શો સંબંધ'' ઠીક આ પણ મન વાળવાના જવાબ છે. ઠીક પણ આવા બંડખોરો ઉત્પન્ન ન થાય તેવો સુલેહભર્યો રસ્તો હજુ પણ સાંજ પડતાં પડતાંયે સૂજે છે. આમ વધતાં વધતાં આગળ ક્યાં સુધી આવા નિરંકુશિત સુધારા વાળા જશે તેનો જરા પણ ખ્યાલ આપણા જોખમવાળા પુરુષો કરે છે? બિલકુલ નહિ. તેઓ તો અંધારી રાત્રે એકઠા થઈ હજુ પણ આ સુધારકોની પવિત્ર નિઃસ્વાર્થ અને દૃઢ હિલચાલને

તોડી પાડવા મથે છે. પણ વાંચક! પાટડી દરબાર સાહેબને ત્યાં લગ્ન કાઢનાર અને જાહેર કરનાર પુરુષ તથા બીજા જ્ઞાતિના આગેવાનો મળ્યા ત્યારે જો તું હાજર હો તો તને એક વાત યાદ આપું છું તેનો ખ્યાલ કર. ત્યાં વસવારી ગામના એક ચકરડી પાઘ પહેરીને આવેલા પટેલ બોલવા લાગ્યા કે ''અમારી તરફતો ''શ્રી કડવા પાટીદાર સમાજ.'' નામની કોઈ સમાજ નથી ને મિ. તંત્રી કહે છે તે સાચું નથી.'' વળી ''બાવો નાચ્યો તેમ બોદલી નાચી'' એકબીજા સુરતી ગૃહસ્થ ઊઠ્યા જે ઘણું કરી કુલીન વર્ગમાંથી જ હતા. કારણ કે સભામાં સહુના મોખરે બીરાજી પોતે સભાને શોભાવતા હતા તે બોલ્યા ''અમારે ત્યાં તો સમાજે નથી ને બોર્ડિંગે નથી.'' અને પછી બેસી ગયા. આવા તદ્દન જુઠ્ઠા જ જવાબ દેનારા પુરુષો તેમની તરફનાં વૈશાખ સુધી ૮ નાં લગ્નની જગા જાહેર બીનાથી ''શ્રી કડવા પાટીદાર સમાજ અને બોર્ડિંગ''ની હયાતી સ્વીકારવાને પોતાનાં હૃદયચક્ષુ ઉઘાડશે કે પછી હજુએ સમર્થ વેદાંતી અગર બ્રહ્મજ્ઞાની અગર મૂર્ખ શિરોમણીની માફક ''બાધિતાનું વૃત્તિ જ રાખશે?'' આ સભાએ પોતાની બોર્ડીંગ માટે રૂ. ૧૫૦૦૦ લગભગ એકઠા કર્યા છે.

(૨) સં. ૧૯૫૭ની સાલના ગયા વિવાહ પ્રસંગે શહેરનાં ગામડામાં પરણી દશ વર્ષ સુધી સારો લ્હાવો લઈ (ચાંલ્લો લઈ કર કરિયાવર વગેરે આયપત) મધુકરની સમાન નિરસ થઈ ગયેલા તે સમંધી (વેવાઈને પૂરી રીતે નીચોવી લઈ) ને તજી દઈ કોઈ નવિન રસકસથી ભરેલા સંબંધીને શોધી કાઢી આ વિવાહમાં કેટલાક વરરાજા ફરી પરણ્યા છે. ધન્ય છે આવા રસજ્ઞ મધુકરને! ભ્રમર એક પુષ્પ પર બેસી તેનો રસકસ ચૂસી નકામું થાય એટલે ઊડી બીજા પુષ્પ પર બેસે છે ને તે રસજ્ઞ ગણાય છે) જેમણે ગામડાના થોડા ઘણા પૈસાના મદમાં મત્ત થઈ ગયેલા પાટીદારોને ઠીક પાઠ પઢાવ્યો. પોતાનો વાસ છોડી બહુ આગળ વધે તેની આ દશા થાય. પણ પેલી પ્રથમની પરણેલી અને નિરસ થઈ ગયા વિનાની કુંવારી કન્યાને (પુંખ્યા વિનાની અગર એકાદ-બે આણાં આવેલી) માટે બાળલગ્નના ભાવિક ભક્તો કાંઈ વિચાર કરશે કે? આ મધુકર (ભ્રમર)ની રસજ્ઞ ટોળીના ગુંજાર વનમાં આ બિચારી ભ્રમરીનો નાદ ને કળકળાટ કોણ કાંને ધરશે? સત્યનો બેલી પરમેશ્વર.

(૩) અહોહો! અમદાવાદની આસપાસનાં, ગોમતીપુર, જહાંગીરપુર, માદલપુર, ઉસ્માનપુરા, જાસપુર, શાહપુર વગેરે પરામાં વસતા પાટીદારોએ



પોતપોતાના સવડ પ્રમાણે ઘણાં જ છૂટાં લગ્ન કર્યાં છે. ગજબની વાત છે કે ખુદ અમદાવાદ જેવા બાર વરસે એક સાથેના લગ્નના હિમાયતી શહેરના કુલીન આગેવાનોની આસપાસ આમ છૂટાં લગ્ન થાય છે ને તેવો ભયંકર ગુનો કરનારને આજે કોઈ પૂછવાની પણ હિંમત કરતું નથી. એક વાર ભાવનગરમાં એક સુધારક પુરુષે, છૂટાં લગ્ન કર્યાં ને થોડા સમય પછી વિરમગામમાં જ્ઞાતિ સમસ્તે મળી કૉન્ફરન્સ ભરવા ઠરાવ કર્યો તે પરથી કોઈ એમ.જે. પટેલની સંજ્ઞાવાળા લેખકે ''મુંબઈ સમાચાર''માં છપાવ્યું કે વીરમગામની જ્ઞાતિ કૉન્ફરન્સ ભરી ખરેખર ભાવનગરમાં થયો તેવો સુધારો બીજા સુધારા ભેગા કરશે તેવી આશા છે.'' આ લુલા પાંગળા બાના ઉપરથી અને પારકા અજાણ્યા પુરુષના લખાણ ઉપરથી અમદાવાદના પટેલોને શેઠો ''પાડાના ગુનાથી પખાલીને ડામ દેવો'' આવાને ''નાચવું ન હોય તો કહે તારું આંગણું વાંકું છે.'' તેમ એકદમ પાટડી દરબાર સાહેબ પાસે પહોંચ્યા. જ્યાં વિરમગામવાળા પર મહાભયંકર ગુનાનો આરોપ મૂકી બિચારાને તે ગુનાનો જવાબ દેવા નેક નામદાર દરબાર સાહેબ સમક્ષ ખડા કર્યા જ્યાં ઘણા આજીજી ભર્યા નમ્ર ખુલાસાથી પણ તે અમદાવાદી પુરુષોને શાંતિ ન થઈ ને છેવટે તે ભાવનગર વાળાને જ્ઞાતિ બહાર કરવાનો ઢંઢેરો પિટાવવા સૂજ્ઞ શિરોમણી દરબાર સાહેબને દબાણ કરવા લાગ્યા પણ કાંઈ વળ્યું નહિ. હવે હું ભાર દઈને વિરમગામની જ્ઞાતિના એક માણસ તરીકે અમદાવાદના આઠીઆ પટેલોને શેઠોને પૂછું છું કે વિરમગામમાં તો હજુ કાંઈ પણ નવાઈ જેવું થયું નથી, પણ તમારી સત્તા નીચે વસતાં, તમારા જ નુતરાની ટીપ પર જેમની આબરૂ ટટળી રહી છે, અને તમારા વરામાં જમવા આવી પતિત પાવન થવાની જેમની ઇચ્છા છે. એવાં આ પરાંમાં થયેલાં છૂટાં લગ્ન બાબત આપ હવે શો બંદોબસ્ત કરો છો, શી નસિયત આપો છો, તે જગતને જણાવો. નહિ તો એમ માનવાને ખાસ કારણ મળે છે કે આમાં તમારી પોતાની જ ચસમપોસી છે; ને હવે આ પ્રમાણે સહુ સહુને સવડ પડે તેમ લગ્ન કરવાની લીધેલી છૂટને તમારી શાંતિ અને મૌન સંમતિ આપે છે. ખરા લગ્નની બાબતમાં તો શું પણ ''પડવેનાં લગ્ન વધાવો નહિ તો તમારી સાથેનો સંબંધ તોડી નાંખી આજે તમારાં સ્નાન કરીશું.'' આવી તરેહની પોતાના પુત્રોના સ્વસુર પક્ષને ધમકી આપનારા ધીરવીર આજે પૃથ્વીના કયા સ્થળે વૈરાગ ધરી શાંતિનું સેવન કરી રહ્યા છે. તળ અમદાવાદમાં જ ચૈત્ર

વદ ૧૦ ની ૧૫૦ ચોરીઓ. તળ ચાણસ્મા જ વૈશાખ સુદી ૧ થી વૈશાખ વદ ૨ સુધી અને અમદાવાદ આસપાસનો જ્યારે સંબંધ થયા ત્યારે અને દશકોશી ભાલમાં ત્રાંસદ બાવળા વગેરે સ્થળે પણ સવડ પડ્યા તેમ લગ્ન થયાં. આ બધું શું થયું. અરે આ તે દૈવની દયા કે કોપ, આ તે વિવાહની વધાઈ! કે પેલું વિવાહનું વગોણું. ખેર અત્યાર સુધીમાં જે બની ગયું તે બન્યું. मनसापि कीं चीन्तयेत दैवं मन्यत्र चिन्तयेत् મન કાંઈ ધારે છે ને દૈવ કાંઈ કરે છે. गतं न सोचति पण्डीतं પંડીત પુરુષો, ડાહ્યા પુરુષો બની ગઈ તેનો શોચ કરતા નથી, પણ હું પાટડી, વિરમગામ, અમદાવાદ, ચાણસ્મા અને ઊંઝા વગેરે ગામના બાર વરસના લગ્નના ચુસ્ત ભાવિક ભક્તોને પૂછું છું કે લગ્નમાં સુધારો કરવાની આવશ્યકતા આવી પહોંચી છે એની જ્યારે નેક નામદાર દરબાર સાહેબ અને જ્ઞાતિનાં ઘણાં ગામોને ખાતરી થઈ ત્યારે તમે આ ભવિષ્યને જોઈ શક્યા તેનું કારણ શું? વડીલો હું બરાબર જાણું છું કે તમો પણ આવું ભવિષ્ય ધારતા હતા. પણ કૌરવોમાં જેમ શકુની મામાએ વશી કૌરવોનું અનિષ્ટ આવે તેમ કર્યું છે તેમ તમારા મંડળમાં પણ મિથ્યાભિમાની સમજીને અવળે માર્ગે ચાલનારને ચલાવનાર શકુની મામાઓ વસે છે. અરેરે! એક શકુનીએ તો આખી અગિયાર અક્ષોણી કૌરવની સેના નષ્ટ કરાવી પણ આ રૂપાળા રંગીલા ડાહ્યાને શ્યાણા શકુનીના અંશીઓ ઉત્પન્ન થયા છે તે શો શો ગજબ નહીં કરે? તો હજુ પણ તમારી સત્તા ને ગૌરવ સાચવવું હોય તો એવા શકુનીઓની ચાંડાલ ચોકડીને તજી દઈ નેક નામદાર દરબાર સાહેબ જેવા ભક્ત વિદુરની સલાહ લઈ ગણ્યાગાંઠ્યા પાંડવો જેવા પાંચ-પચીસ નજરે પડતા સુધારાવાળાને શાંતિ થાય, તમારું ગૌરવ સિવાય ને લગ્નની એકતા તેવો રસ્તો કાઢો તો જ તમારી વિવાહની વધાઈ ઘેર ઘેર ગવાશે, નહીં તો પછી વધાઈ ગવાઈ તે પહેલાં તો શુકનમાં જ વગોણું નીકળ્યું હતું તેણે તેનો ભાવ ભજવ્યો છે એટલેથી જ બસ નથી તેનાં બીજ હજુ વાવી રાખ્યાં છે તે ધીમે ધીમે છોડ ઊગી જેમ મોટા થશે તેમ તેમ ફળ આપશે ને તે જગત જોશે. વડીલો! સવારનો ભૂલેલો મુસાફર સાંજ પડતાં પડતાં જો હું રસ્તો ભૂલ્યો છું તેમ સમજી તરત જ રસ્તો બદલી સાચો પંથ સ્વીકારે તો રાત્રી પડતા પહેલાં મુકામ પર આવે ખરો પણ ''ખબરદાર ત્રિપુરાશંકર રતાંધળા નથી, તે નથી નથી ને નથી જ.'' આમ કરવું હોય તો ભલે. જ્ઞાતિના ગરિબ ગુરબાનાં જેવાં નસીબ. તેમાં તમને મને ને પેલા



શકુનીઓને શું, વડીલો! હું પણ કુલીનોની ભેગો ભેગો રળવા ખપવાની કડાકુટને બાજુએ મૂકી એક પર બીજી, બીજી પર ત્રીજી, ત્રીજી પર ચોથી કરી ચાંલ્લોને કરિયાવર લઈ મઝા ઉડાવીશ. રાંડોને ભલેને ફાવે તે કરે, ક્યાં તમારા કાલાંની ઘડીઓ, હીર કાઢવાનાં વ્યભિચારની વૃદ્ધિ કરનારાં કારખાનાં અને રેંટિયા ફેરવવાનું બળી ગયું છે. તે મારી કરેલી બાઈડીઓના ગુજરાનની મને ફીકર છે. આપણે તો ત્રણ-ચાર રાંડો ભેગી કરી કહીશું કે બા ''હું તો કુળવાનનો વર, મારે રહેવાનું નહીં ઘર; રાંડ તું તો મર પણ મારું ભાણું ભર'' બસ તે બધાં મરશે ને આપણે પટેલાઈમાં પહોળા પહોળા ફરીશું. ''ખાઉં તો ખરો, ના કરું વરો; જેમ તેમ કરી મને પટેલ કરો.'' બસ મઝા મઝાને મઝા.

(૪) વડનગરની એક જાન ઊંઢાઈમાં પરણવા ગયેલી પણ ત્યાંથી તો પાછી કાઢી. જો બિચારાનો ફજેતો. પણ આ વરઘોડે ચડી ગયેલા વરને શું મોઢું લઈ ઘેર લાવવો? ઘેર લાવવા કરતાં તો તેને વેરાગી કરી વનમાં કાઢવો સારો.

(૫) વૈશાખ વદી ૧૨ના દિવસે ભાંનેર ગામની જાન લાંભા ગામે પુત્ર પરણાવવા ગઈ હતી. કહો હવે આ છૂટાં લગ્નમાં કાંઈ મણા છે. માફ કરજો વડીલો! આમાં મારો ખબરપત્રીનો દોષ નથી. જેનો દોષ થયો છે ને જે હજુ પણ દોષ કરાવી છતી આંખે બધાને અવળા દોરી જાય છે ને શોધી કાઢવાને તમને, મને અને સર્વને ચાર ચાર આંખે (બે જ્ઞાન ને બે ચર્મ) ઈશ્વરે આપી છે છતાં પછી બે જ્ઞાનચક્ષુ ન ઉઘાડતાં બીજી બે ચર્મ ચક્ષુ જેમાં તમને કમળો થયો છે તે આંખે જો જોશો તો કશી વસ્તુ તેના સત્ય સ્વરૂપમાં જણાશે નહિ. માટે માફ કરજો.

(૬) કેટલાક ગામના પાટીદારો જો પોતાની કુંવારી રાખેલી પુત્રીઓને માટે લાયક વર મળે તો અત્યારે છૂટાં લગ્ન કરવા તૈયાર છે. જુઓ બાપા! આપણી જ્ઞાતિની વાત, આમ વળ્યા એટલે આમ જ હીંડ્યા. પણ કોઈ ને કાંઈ આસપાસ જોવું છે તે, પણ તે બિચારા અજ્ઞાન સેના જુએ? મૂળે આપણે કોઈ દોરે તેમ દોરાવાની ટેવ પડી છે. એટલે આપણે અત્યાર સુધી અવળા પાટા બંધાવ્યા હતા તે રહ્યા ત્યાં સુધી રહ્યા. હવે કાંઈ વાડામાં આવે કે? કદી નહિ. પણ હા. આપણે કુલીનો પાછા સુધારાનો સ્વાંગ ધરી તેમને છેતરવા ધારીએ તો કોઈનું કોઈ કબૂતર કૂવામાં પડે ખરું. અમદાવાદના આઠીઆઓએ પોતાને ત્યાં પુત્રોના ચાંલ્લા આવે ને ત્રીજે ઠેકાણે મૂકવા સહીઓ ઠરી ઠરાવ કર્યા હતા.

તે તરફ જરા જુઓ. છે કોઈ સત્યવાદી રાજા હરીશ્ચંદ્રના પેંગડામાં પગ ઘાલનાર? ઠરાવ કરનારા ક્યાં ગયા? હજુ સુધી કોઈએ ચાંલ્લાની રકમ ત્રીજે ઠેકાણે મૂકેલી સંભળાઈ નથી. પછી છાંનેમાંને મૂકી હોય તો રામ જાણે કે પછી તેમનું કામ જાણે. આપણે તો હવે તેમનું નામ-ઠામ પણ દેવાના નથી, કારણ કે બા, એ તો રાજા ક્યાંક નુતરૂ કાપે તો હવે તેમનું નામ-ઠામ પણ દેવાના નથી. કારણ કે બા, એ તો રાજા ક્યાંક નુતરૂ કાપે તો ઘરમાં થાય રડારોડ. મારી વાત થાય. ને નોક જાય તે જુદો. સુધારા તો થનારા થશે પણ મારા લાડવા જાય તેમાં મારાં ઘરનાનું શું રંધાય? હું રહ્યો મૂળમાં સુધારાવાળો એટલે મરણ પાછળ વરો નહિ કરવા પ્રતિજ્ઞા લીધેલી એટલે ''ખાઉં તો ખરો ન કરું વરો; જેમ તેમ કરી મને પટેલ કરો.'' આવા મામલામાં ક્યાંક કાંકરો નીકળી જાય કાંકરો.

(૭) કુંડાસણ ગામ (અમદાવાદ નજીક)માં બે જ કન્યાને ફૂલને દડે પરણાવીને બાકીની દશ તો સમૂળગી કુંવારી રાખી ઠીક, આપણા આડા રસ્તે આડો વેશ ગામડિયાઓએ ઠીક ભજવવા માંડ્યો. નાનાં બાળક પરણાવવામાં બહુ દુઃખ પડવાથી પુત્રીના પિતાઓએ આ સારો રસ્તો લીધો છે કે પુત્રીઓ ન પરણાવતાં કુંવારી જ રાખવી પછી છોકરાનાં માવીતરો પોતાના છોકરાને કોની સાથે પરણાવે? એટલે થાય કન્યાની તાણ ને પછી વધે કન્યા વિક્રય. એટલે પાડ સુધારાવાળાના માથે પણ તેમનાં તે માથાં કેવાં હશે? જેટલું હોય તેટલું ઉપાડે જ જાય છે.

* * *

## અમદાવાદના આઠીયાઓએ પાટડી દરબારમાં બતાવેલી હઠીલાઈ અને જ્ઞાતિમાં થઈ ગયેલાં છૂટાં લગ્ન

કડવા કણબી (બીકણ) પાટીદારની જ્ઞાતિ ગયા પાંચ-છ મહિનાથી ચકડોળે ચઢી હતી. હવે કાંઈક શાંત થવાનાં ચિહ્ન જણાય છે. તોપણ તેમનાં લગ્નની રૂઢિનો કાંઈ નિવેડો આવેલો જણાતો નથી.

સમસ્ત કોમનાં એક જ લગ્ન દર દસ વર્ષે ઊંઝા ગામમાં ઉમિયા દેવીના મંદિરમાંથી નીકળતાં હતાં અને તે અત્યાર સુધી સર્વસામાન્ય રહ્યાં હતાં.

ત્રણ-ચાર વર્ષ ઉપર ગાયકવાડી રાજ્યમાં બાળલગ્ન પ્રતિબંધક કાયદો અમલમાં મુકાયો. તેને અનુસરી ઉમિયા દેવીના મંદિરમાં ગાયકવાડી રાજ સત્તા



તરફથી ચોકી બેસાડવામાં આવી તથા માતામાંથી, તે વખતે લગ્ન કહાડવાનો, મનાઈહુકમ મળ્યો.

શેઠ બેચરદાસ તરફથી મિ. કેશવલાલ છકડસીએ જાહેરખબર આપી કે માતામાંથી ચોકી ઉઠાડી લેવાની તથા લગ્ન કહાડવાની પરવાનગી મેળવવા તજવીજ થઈ રહી છે. તે દરમિયાન બીજાં કોઈ લગ્ન કહાડ્યાં છે, એમ જાહેર કરે તો તે ખોટું માનવું.

વિરમગામ મુકામે જ્ઞાતિમાં કેટલાએક કુરિવાજો બંધ કરવાને અને સુધારા કરવાને સમાજ મળી. તે સમાજ કાંઈ પણ કામ કરી બતાવે તે પહેલાં જ કોઈ દુષ્ટ બુદ્ધિએ નનામું હેન્ડબિલ-હસ્તપત્રિકા છપાવી બહાર પાડી કે આ સમાજમાં કોઈ (તેમના જેવી જ બુદ્ધિના!) સદ્ગૃહસ્થો નથી. માટે તેમાં કોઈએ ભાગ લેવો નહીં. છતાં સમાજે પોતાનું કામ નિર્વિઘ્ને લગ્નની રૂઢિમાં સમયને અનુસરી કાંઈ સુધારો કરવાનો હતો પણ અફસોસ છે કે આ ઠરાવને અમલમાં મૂકવાનું કાંઈ પણ કામ થાય તેની જરાપણ વાટ જોયા સિવાય જ - કહો કે જાણીજોઈને જ ઉતાવળ કરીને - લશ્કરી પક્ષવાળાએ ખુદ પોતાની સત્તાથી જ લગ્નતિથિ નક્કી કરી દીધી.)

ઊંઝા ગામના કહેવાતા આગેવાનોમાંના બસ્સો ઉપર પાટીદારોએ એક જાહેરખબર છપાવી, કડવા પાટીદાર કોમે જાહેર કર્યું કે માતામાંથી લગ્ન કહાડવાનો તેમનો હક છે. તે સિવાય બીજાં કોઈ લગ્ન કહાડેલાં જાહેર કરે તો તે ખોટાં સમજવાં.

અમદાવાદવાળા પા. પ્રાણજીવનદાસ ડાહ્યાભાઈ (આઠીઆના અગ્રેસર) એ પણ તેવાં જ હેન્ડબિલ હસ્તપત્રિકા છપાવી પોતાનો જ - પ્રતિપાદન એકલાનો જ હક-લગ્ન વધાવવાનો અને બહાર પાડવાનો હક-પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો. તેની વિરુદ્ધ પા. મનસુખરામ પ્રેમજીએ જાહેર કર્યું કે સદર પા. પ્રાણજીવનદાસ તરફથી લગ્ન બહાર પાડવાના હક સંબંધે જાહેરખબર બહાર પાડવામાં આવી છે તે તદ્દન ખોટી અને નાપાયાદાર છે. કારણ કે ઘણા વખતથી મારા વડીલ પા. વસ્તા ઘેહલજી અને શેઠ બેચરદાસ લશ્કરીને ત્યાં લગ્નનો બીડો આવે છે તેવી રીતે આ વખતે પણ અમારે ત્યાં ઊંઝા માતામાંથી લગ્નનો બીડો આવશે માટે અમારા તરફથી જે લગ્ન જાહેર કરવામાં આવે તે જ ખરાં સમજવાં.

ઉપરની બીનામાં મસાલો ઘણો મેળવેલો માલૂમ પડે છે. કારણ સંવત ૧૯૨૭ની સાલમાં લગ્નનો બીડો શેઠ લશ્કરીને ત્યાં આવ્યો ત્યારે ગોઝારિયાની પોળમાં પટેલ જીવાભાઈ કિશોરદાસના વચોટ ચિ. ઈશ્વરલાલને ટીલું કરવામાં આવ્યું હતું. સં. ૧૯૩૬ના લગ્નમાં પા. જીવાભાઈ કીશોરવાળાએ કોઈ કારણથી ટીલું કરાવવાની ના કહી એટલે અસલ મુજબ પા. વસ્તા ઘેલજીનાં વંશમાં પા. ગિરધર અંબારામને ટીલું કરવામાં આવ્યું હતું. તેમજ સંવત ૧૯૪૬માં પણ સદર ગિરધરને જ ટીલું થયું હતું. સંવત ૧૯૫૭માં તે ગુજરી ગયેલા હોવાથી તેની દીકરી બાઈ ઉજમના દીકરા પા. આત્મારામ નારણને ટીલું કરાવવાનો હક પ્રાપ્ત થયો હતો. સદર બાઈ ઉજમની એક દીકરી પા. જીવાભાઈ કીશોરના મોટા દીકરા પા. ઉમેદરામ વેરે છે. તે બાઈના કહેવા પ્રમાણે એમ જણાય છે કે પા. મનસુખરામ પ્રેમજીને પા. વસ્તા ઘેલજીના વંશજ સાથે કાંઈ પણ સગપણ નથી.

હર વખત લગ્નદિવસ વસંતપંચમીએ જાહેર થાય છે. તે વખત નજીક આવી પહોંચ્યો. ઉપર જણાવેલા સર્વેના મનમાં લગ્ન કહાડવાના માનની મારામારીમાં હાય વ્હોય થવા લાગી. લશ્કરીવાળા પોતાની વગસગનો ઉપયોગ કરી માતામાંથી લગ્ન કહાડવામાં સફળ થયા. પણ માન ખાંટવાની ઉતાવળમાં પ્રચલિત ક્રિયામાં તથા તેના વખતમાં કાપકુપ કરવી પડી. એ જ વખતે અમદાવાદી આઠીઆ પક્ષે પણ ગયા ચાર લગ્નપ્રસંગે (સંવત ૧૯૨૭. ૩૬ ૪૬ અને ૫૭માં) ગયેલી ઈજત પાછી મેળવવાને પાછી પાની કીધી નહીં. માતામાં પેસવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહીં એટલે મહાદેવમાંથી (માતાના નહીં તો પિતાના ઘરમાંથી) લગ્ન કહાડ્યાં. અરે!! લગ્ન કહાડવાના ફારસ કિધાં. બેઉ પક્ષના લગનીઆ અમદાવાદમાં આવ્યા. લશ્કરી વાળાએ વરઘોડો કહાડી અસારવા મુકામે રિવાજ પ્રમાણે લગ્નતિથિઓ જાહેર કરી દીધી. આઠીયા પક્ષને પોતાની લગ્નતિથિઓ વરઘોડો કહાડી અસારવા મુકામે લોકસમુદાયમાં જાહેર કરવાની વાર થઈ તેથી એક જાહેરખબર છપાવી હસ્તપત્રિકાના રૂપમાં પ્રગટ કરી. અજાયબી એટલી હતી કે લગ્નતિથિઓ માતાજી આપે છે તે પડામાં મૂકીને અમદાવાદ લાવીને જ વિધિસર જાહેર કરવામાં આવતી હતી ત્યાં સુધી કોઈને પણ તે તિથિઓની માલૂમ પડી નહોતી એવી માન્યતા ફેલાવી હતી તે તિથિઓ આ વખતે - આ જ વખતે કાંઈ પણ વિધિ કીધા સિવાય જાહેર કેમ થઈ ગઈ? શું આવી વર્તણુંકથી માતાજીની આમન્યા લોપાઈ નહીં? આજ્ઞા ઉલ્લંઘન થઈ નહીં?



રીતરિવાજ અગર માતાની આજ્ઞા તોડવાની સત્તા શું માતાજીએ તેમને આપી છે? તે તોડવા માટે તેમને માતાજી કે ન્યાત પૂછશે જ નહીં કે? ખેર!! મોટાની છાશ પોટલે વેચાય છે. વહુ ફોડે તે કલેડામાં ગણતી થાય છે અને સાસુથી ફૂટેલાં વાસણ ઠીકરાં જ ફોડ્યાં ગણાય છે.

આ પ્રમાણે બે જુદી લગ્નતિથિઓ બંને પક્ષ તરફથી જાહેર થઈ. કહો કે આખી ન્યાતમાં તડ પાડ્યાં - તડ પાડ્યાં. (પણ કોઈ પક્ષ તરફથી દેઘો નંખાઈ નહોતી. નંખાય શી રીતે? સવડ જોઈએ ને? મોઢેથી તડાકા મારવા અને મોટાઈ માનવી એમાં શું જવાનું હતું?) બંને પક્ષ તરફથી કેન્વાસીંગ ચાલ્યું. સ્પર્ધા શરૂ થઈ. દશમીઆ અને એકમીઆ એ તડનાં-પક્ષનાં નામ પડ્યાં. ચડસાચડસી થઈ. છોકરાઓના ચાંલ્લા થયેલા આ ચડસાચડસીમાં કેટલેક ઠેકાણે ભાંગ્યા. રૂપિયા (વેવિશાળ કરીને અકેક રૂપિયો અપાય છે તે) પાછા અપાયા. બેમાંથી એકે પક્ષ સમાધાની પર આવ્યા નહીં. ન્યાય તોળાવા (પોતાનો જ પક્ષ ખરો કરાવવા) પાટડી દરબાર પાસે દોડ્યા. દરબારશ્રીએ માનપૂર્વક સત્કાર કર્યો. અન્ય ગામોના પાટીદારોને આમંત્રણ કરી પાંચસો-સાતસો માણસોને એકઠા કરી જમાડ્યા-રમાડ્યા પહેલે દિવસે સભામાં ભાષણો (અને ભષણો) થયાં. (ભષણો એ જ કે મુદ્દા બહારના વિષય પરત્વે પેટની - અંદરની ઈર્ષા (દાઝ) કહાડવાના ઈરાદાથી બોલાયેલું તે. એને ભાષણો કેમ કહી શકાય? તે તો ભષણો જ.) બંને પક્ષે પોતાનો કક્કો ખરો કરાવવાનું ભારી મથન કીધું. સાંભળવા પ્રમાણે દાબદબાણ ચલાવવામાં પણ બાકી રાખી નહીં. દરબારશ્રીએ બંને પક્ષને સમજૂતી પર આવવાને તથા કાંઈ વચલો રસ્તો કહાડવાને ઘણી ઘણી ઈચ્છા બતાવી. પણ આઠીયાઓની આડાઈ આગળ સઘળું વ્યર્થ ગયું તેમ આઠીયાઓ પણ આગ્રહમાં અફળ થયા. દરબારશ્રીએ ન્યાય તોળવાનું ત્રાજવુંજ ફેંકી દીધું. ન્યાય તો તોળ્યો જ નહીં. જવાબ આપ્યો કે સૌ સૌનું સૂઝતું કરી લેવું. દરબારશ્રીને બંને પક્ષે લવાદનામું લખી આપ્યું જ નહોતું. ખરી રીતે બંને પક્ષને ન્યાય તોળાવવો નહોતો. પણ દરબારશ્રીને દરેકને પોતાના પક્ષમાં લેવાની ઈચ્છા હતી. દરબારશ્રીએ ન્યાત સુધારા અર્થે સંવત ૧૯૨૭માં એક લાખ રૂપિયા ખર્ચ કર્યા હતા. તેઓ સુધારા કરવા ઈચ્છા ધરાવે છે છતાં સુધારા પક્ષને સહાય કરી શક્યા નહીં. પ્રતિપક્ષીને નારાજ કરવાનું મુશ્કેલ લાગ્યું હોવું જોઈએ. ગમે તે કારણસર દરબારશ્રીએ સૌ સૌને મરજી માફક કરી લેવાનો ચુકાદો આપ્યો. સમાધાન

થવાનો રસ્તો બંધ થયો.

સંવત ૧૯૬૩માં ભાવનગરના બે-ત્રણ ગૃહસ્થોએ છૂટાં લગ્ન કર્યાં હતાં. તે વખતે તેમના ઉપર જે (પોતે પોતાને માની લીધેલા) અગ્રેસરો રાતાપીળા થઈ ગયા હતા અને છૂટાં લગ્ન કરનારને માતાની આજ્ઞા લોપવા વાસ્તે શિક્ષા કરવા તૈયાર થયા હતા, તે જ સદ્‌ગૃહસ્થોએ આપસની લડાઈમાં - માન મેળવવાની અને મોટામાં ખપવાની લલોપતામાં - પોતાના અગ્રેસરપણાનો તલમાત્ર પણ ખ્યાલ કર્યા સિવાય - આ વખતે બે લગ્ન કહાડ્યાં - બે જુદી જુદી તિથિઓનાં લગ્ન કહાડ્યાં અને જાહેર કર્યાં. એકડે એક અને બગડે બે બે થયાં અને બગડ્યાં. માતાની આજ્ઞાનો ખોફ તૂટ્યો. ઊંઝામાં જ માતાના સ્થાનકમાંથી લગ્ન નીકળે તે માન્યતા ઢીલી પડી. ઊંઝાના પાટીદારો તથા અમદાવાદના લગ્ન કહાડવા તથા જાહેર કરવા અને ટીલાં કરાવવાવાળા આઠીયા જેઓ પોતાના હકની બૂમાબૂમ - ખાલી બૂમ મારી રહ્યા હતા. તેઓ મોં વકાસતા રહ્યા. નવસારી અને સુરત જિલ્લાના ૯૦ અને ૪૨ ગામવાળાઓએ રાંદેર મુકામે પોતાની સમાજ મેળવીને માતાજીનું આહ્‌વાન કરી પોતાની જુદી લગ્નતિથિ કહાડી અને અમદાવાદના લશ્કરી તથા આઠીયા પક્ષના લગનિયાઓને બેમાંના એકેનાં લગ્ન વધાવ્યા સિવાય જ પાછા કહાડ્યા. જુદું લગ્ન કહાડીને બેસી નહીં રેહેતાં, જેને છૂટું લગ્ન કરવું હોય તેને પણ તેમ કરવાની છૂટ રાંદેરની સમાજમાં અપાઈ હતી.

ગોઝારિયા ગામના અમીન છોટાલાલ ત્રંબકલાલે તો પોતાનો ગોળ જુદો જ વહેંચી ગામ ગજાવી મૂક્યું. માતાનું સ્થાપન પોતાને ત્યાં જ કરી માતાજીની આજ્ઞા માગી. જે માતાજીએ બા ખુશી આપી. તેથી તેમણે વૈશાખ વદી પાંચમના શુભ લગ્ને પોતાના પુત્રને બાવળામાં પા. કેવળદાસ કિશોરદાસની પુત્રી સાથે વરાવ્યો.

માતાજી ન્યાત સમસ્તનાં છે. કાંઈ ઊંઝાનાં પટેલ શામળદાસ અગર બીજા પટેલો અગર બીજા કોઈના એકલાનાં માતાજી નથી. માતાજી ઊંઝાના દેવળમાં જ બેસી રહેતાં નથી. ઊંઝાના પટેલોને અગર બીજા કોઈને પણ માતાજીને ત્યાં જ મંદિરમાં કેદ કરવાનો હક અગર સત્તા અપાયેલી નથી. તેમને તેવી સત્તા હોવાનું સંભવતું જ નથી. જેઓ પોતાનું પેટિયું કુટી કહાડવાને અસમર્થ છે. તેઓ માતાજી ઉપર સત્તા ચલાવવાને સમર્થ હોઈ જ કેમ શકે? માતાજી તો સર્વત્ર છે. સ્મરણ કરતાંની સાથે જ ભક્તના હૃદયમાં માતાજી તો હાજર થાય છે. બગ ભક્તને



નહીં. ગોઝારિયાના અમીને માતાજીનું સ્થાપન કરી લગ્નની આજ્ઞા માંગી તેમ માતાજીના સર્વે સંતાનો કરવાને શક્તિમાન છે. છતાં ઊંઝાના પાટીદારો કે અમદાવાદના આઠીયાઓને એકલાને જ લગ્ન કહાડવાનો હક પ્રાપ્ત થયો હોય એમ કહેવું અને માનવું અને મનાવવું તે હડહડતું જૂઠું છે. ભોળા લોકોને ભરમાવી પોતાની આજીવિકા મેળવવાનું જ બહાનું છે. કોઈ મકાન બંધાતા તગારાં ઉપાડનાર મંજૂર જેટલો એ ઘરની માલિકીપણાનો હકદાર છે તેટલા જ હકદાર આ લોકો પણ છે, તેથી વિશેષ નહીં.

વળી અમદાવાદમાં અને આસપાસનાં પરાંઓ-જેવાં કે ગોમતીપુર, સરસપુર, જહાંગીરપુરા, વાડજ, મીઠાખળી, કોટેસર, ઉસ્માનપુરા, ફતેહપુરા, રખિયાલ વગેરે જગાએ વૈશાખ સુદ ૫, ૭, ૮, ૧૦, ૧૨, ૧૫ વદી ૨, ૪ અને ૫ એ કેટલાંએ છૂટાં લગ્ન થઈ ગયાં તેની તો ગણતરી જ નથી.

ગાયકવાડી ગામ ચાણસ્માના પટેલો તેઓ પોતાને માતાજીના પ્યારા ભક્તોચુસ્ત ભક્તો માને છે, તથા માતાની આજ્ઞા લોપાય તો પોતાનાં માથાં ધડથી જુદાં થતાં સુધી લડવાને પોતાને તૈયાર બતાવતા હતા. તેઓએ જ વૈશાખ સુદ ૧ થી વદી ૨ સુધી જેમ જેને ફાવ્યું તેમ છૂટાં લગ્ન કીંધાં છે. એનો અર્થ શું? આ થયું શું? કળીકળા આવ્યો. પેલા વૃદ્ધ તલવારિયા પટેલ પ્રભુદાસ ભાઈદાસ ઊંઘે છે? કે પરગામ જતા રહ્યા છે? તેમનાથી આ દેખી શી રીતે શકાયું? આ લેખકની હાજરીમાં સદર વૃદ્ધ પટેલ, ત્યાંના કેટલાક જુવાનિયાઓએ વિરમગામ સમાજમાં ભાગ લેવાને - મેમ્બર થવાને તેમની રજા માગી હતી, ત્યારે જે જવાબ, આપ્યો હતો તે ઉપરથી અનુમાન કરવાનું કારણ છે કે ઉક્ત પટેલ પોતાના પદથી ભ્રષ્ટ થયા હોવા જોઈએ. નહીં તો જે પુરુષ ''ગાયકવાડ સરકાર ચહાય તો હાથીની - માં ઘાલી સીવી લે તોપણ અમે તો સો-સો (છો-છો ૬-૬) દહાડાનાં છોકરાં પરણાવીશું'' એમ છચોક બોલતા હતા તે માતાજીનું આ પ્રમાણે છૂટાં લગ્ન કરી અપમાન થાય - આજ્ઞા તોડાય એવા અનર્થો તેમની સમક્ષ થાય તે, પોતે ચૂપચાપ બેસીને જોયાં કરે એ તો દુનિયાની સાત અજાયબીઓમાં એકનો વધારો થવા જેવું જ છે.

આઠીઆ પક્ષની લગ્નતિથિઓમાં ચૈત્ર વદી ૯નું માંડવા મુહૂર્ત હતું તે અશુભ જણાયાથી પાટડી ગામમાં તેને ફેરવી વદી ૧૩નું કીધું હતું. આ વળી વિશેષ શિતમાં માતાજીએ આપેલું મુહૂર્ત અશુભ હોય જ કેમ? પાટડીવાળાએ તો

આ અશુભ મુહૂર્ત ફેરવી વદી ૧૩ના શુભ દિવસે માંડવામુહૂર્ત કીધું પણ બીજા ગામડાઓમાં જેમને શુભ અને અશુભ બતાવનાર જોશી, ગોર અગર બ્રાહ્મણ નહીં મળ્યા હોય તેમણે તો સદર અશુભ દિવસે જ માંડવામુહૂર્ત કીધાં હશે તેમને થનાર નુકસાનનો જવાબ કોણ આપશે? લગ્ન કહાડનાર અગ્રેસરોએ આવી ભૂલ કેમ કીધી હશે? શું કરે? બીજાઓ માન ખાટી જતા હતા તે માટે તેમને ઉતાવળ કરવાની જરૂર હતી જેમ કરતાં આ ભૂલ થઈ હતી. હોય!! ભણ્યો ભૂલે ને તારો ડૂબે. ભૂલ પણ થાય.

આ પ્રમાણે છૂટાં લગ્ન કરનારા કાંઈ બધાયે સુધારાના સાથી નથી. અમુક લગ્ન તિથિએ કરવાનું બન્યું નહીં. સગવડ થઈ શકી નહીં. એ એક કારણ અને બીજું કારણ માતાજીનો ડર ઓછો થયો તે. એક જ તિથિએ લગ્ન કરવામાં ફાયદો બતાવનારા હવે જાણી શક્યા હોવા જોઈએ કે એક જ દિવસે લગ્ન કરવાથી ઘણી ધડાધડ કરવી પડે છે તેના પરિણામમાં ખર્ચ વિશેષ થાય છે. પણ છૂટાં લગ્નની તેમાં રાહત મળે છે. માટે છૂટાં લગ્ન જ અનુકરણીય છે. હિંદુસ્તાનની ૩૩ કરોડની વસ્તીમાં આમ એક તિથિનાં લગ્ન કરવાવાળા ફક્ત ૧૪ લાખ કડવા પાટીદારો જ છે, તેમને હવે સમજણ પડી હોવી જોઈએ કે તેમણે અત્યાર સુધી એક ગધેડાનું પૂછડું પકડ્યું હતું, તેને બીજા તેમના જાતિભાઈઓ - સ્વાર્થી, મોટામાં ખપી માન મેળવી સ્વાર્થ સાધવાવાળાઓ તથા બ્રાહ્મણો માતાને નામે (પકડેલું પૂછડું) મૂકવી દેતા નહોતા. પણ હવે ખુશી થવા જેવું છે કે અજ્ઞાન તિમિર નાશ પામતું જાય છે અને પ્રકાશ પડતો જાય છે, તેથી સત્ય વસ્તુ સઘળાને સમજાવા લાગી છે.

* * *



૬

# સુધારાવાદીઓનું નમતું પલ્લું : પાટડીમાં જ્ઞાતિના આગેવાનોની સભા તા. ૨૨-૩-૧૯૧૨

આપત્તિ કાળને લઈને વર્ણાશ્રમાદિક ધર્મોમાં જે અનિષ્ટ પરિવર્તનો થઈ ગયાં છે તેનો વિચાર કરી, આર્યપ્રજા સનાતન ધર્મ તરફ પ્રવૃત્તિ કરી રહી છે. આજે ના. બ્રિટિશ સરકારના શાન્તિમય સમયમાં દરેક રાજાઓ પોતાની પ્રજાનું ધર્મશાસ્ત્રોની આજ્ઞાનુસાર પાલન કરે છે - માનવ ધર્મશાસ્ત્રમાં વર્ણવેલા, રાજા પ્રજાના ધર્મો તરફ ઉભયનું ધ્યાન ખેંચાયું છે. અભ્યુદયના માર્ગમાં પ્રયાણ કરવાનું શરૂ કર્યાને આજે કેટલોક કાળ વહી જવા છતાં, સમગ્ર જ્ઞાતિમાં પડેલી ફાટફુટ લગભગ અડધા સૈકા થયાં પુરાઈ નહોતી. બાળલગ્નની નઠારી રૂઢિને જડમૂળથી ઉખેડી નાખવાનો જ્ઞાતિસેવકોએ અંતિમ પ્રયાસ કર્યો ત્યારે જૂનો રિવાજ તૂટી જવાથી તેના ઉપાસકોએ બે વર્ષ ઉપર જ્ઞાતિના પિતા-ના૦ દરબારશ્રીને પોતાની મહાન ફરિયાદનો ઇન્સાફ આપવાની અરજ કરેલી જેનો શાસ્ત્રોક્ત નિર્ણયાનુસાર ચુકાદો દુરાગ્રહી વ્યક્તિઓને અપ્રિય થઈ પડવાથી, ચાલતુ ચલાવાની અને સુધારાવાળાને બાંધી મારવાની ફરિયાદો વિરમગામ, પાટડી અને અમદાવાદના વૃદ્ધ પુરુષો તરફથી ઉપરાઉપરી પ્રસંગોપાત્ત ચાલુ જ રહી, વૃદ્ધ પુરુષોના માનની ખાતર તેમનો વિશુદ્ધ ભાવ જાણ્યા પછી, પરિણામે રાજર્ષિ સૂર્યમલસિંહજીને સમગ્ર જ્ઞાતિના પ્રતિનિધિ રૂપ પુરુષોને ભવ્ય મેળાવડો કરવાની ફરજ આવી પડી. મનુભગવાનની એ આજ્ઞા છે કે :-

**स्वे स्वे धर्मे निविष्टानां सर्वेषामनुपूर्वशः।**
**वर्णानामाश्रमाळां च राजा सृष्टोऽभि रक्षिता॥**

**અર્થ :** પોતપોતાના ધર્મનું આચરણ કરનારા ક્રમવાર બ્રાહ્મણાદિક વર્ણોનાં તથા બ્રહ્મચર્યાદિક આશ્રમોનાં રક્ષણ માટે પ્રજાપતિએ રાજાને ઉત્પન્ન કર્યો છે. અ. ૭, શ્લો. ૩૫

ઉપરોક્ત આજ્ઞાનુસાર મેળાવડાનું પ્રયોજન, સમય નક્કી કરી દેશના જુદા જુદા ભાગોમાં આમંત્રણ પત્રિકાઓ મોકલવામાં આવી. રેલવે સત્તાવાળાઓને

અમદાવાદ, વિરમગામ, પાટડી આદિ સ્ટેશનોએ આપણી જ્ઞાતિના ઉતારુઓ માટે જવા - આવવાની તારીખોએ ખાસ સગવડ કરી રાખવાની સૂચનાઓ કરવામાં આવી હતી. જરૂર પડે તો વિરમગામથી ખાસ એક જુદી જ ટ્રેન-ગાડી મારફતે લઈ જવાનો રેલવે સત્તાવાળાઓનો વિચાર હતો પરંતુ વિરમગામ અને અમદાવાદ સિવાયના જુદા જુદા ભાગોમાંથી નિયમિત સંખ્યા આવવાને લીધે તેમજ વિરમગામથી ખારાગોઢા સુધી હમણાં બે ટ્રેનો જતી-આવતી હોવાને લીધે કોઈ ખાસ ટ્રેન ચલાવવાની જરૂર પડી નહોતી. એન્જિનથી ઘસડી શકાય તેટલા ડબાઓ લગાડી ઉતારુઓને પાટડી ભેગા કરવામાં આવ્યા હતા છતાં પહેલી ગાડી વખતે બીજા અને ત્રીજા વર્ગના ડબાઓમાં અસાધારણ ભીડ થઈ હતી. દશકોશી, ભાલ, કડીપ્રાંત, ઈડર પ્રગણું, ચુંવાળ, ઝાલાવાડ, મચ્છુકાંઠો, ચણોતર, વડોદરા પ્રાંત, ભરૂચ અને સુરત જિલ્લાઓના લાલ અને કાળા ચુડાવાળાઓ વગેરે દૂરના ભાગોમાંથી આવેલા જિજ્ઞાસુઓ ઉપરાંત અમદાવાદી ગણાતા બંધુઓને મોટો ભાગ બાર વાગ્યાના સુમારે પાટડી સ્ટેશને ઊતર્યો હતો. તેમના માટે ઘણે ભાગે દેસાઈ કુટુંબોમાં જ ઉતારાઓની સગવડ કરવામાં આવી હતી. અમુક ભાગોમાંથી આવેલા બંધુઓને અમુક ઉતારે લઈ જવાનું સ્ટેશન ઉપર મુશ્કેલ જણાવાને લીધે ગામમાં પેસવાના દરવાજે સઘળા બંધુઓને એકઠા થવા દેવામાં આવ્યા હતા. જ્યાંથી દરેક ઉતારાવાળાઓ પોતપોતાના મિજમાનને સત્કાર આપી લઈ ગયા હતા. દૂરથી આવેલા પુરુષો શૌચાદિ કર્મો કરી પરવાર્યા બાદ ગામ બહાર આવેલી ધર્મશાળા-વાડીમાં ભોજન લેવાને પધાર્યા હતા. શાન્તિથી જમી રહી પરવાર્યા બાદ તે જ દરવાજા પાસે ગામમાં આવેલા બગીચાના મંડપમાં પધારવાની સૂચના કરવામાં આવી હતી.

બગીચામાં પેસવાના દરવાજે ડાબા હાથ ઉપર આવેલી ટેનીસ ગ્રાઉન્ડને ફરતી જગ્યા ઉપર દક્ષિણાભિ મુખે વિશાળ મંડપ બાંધવામાં આવ્યો હતો કે જેની અંદર એક હજાર ઉપરાંત ખુરશીઓ અને બાંકડા ગોઠવી દેવામાં આવ્યા હતા. મંડપની લંબાઈના છેડે બાજઠ ઉપર ના૦ દરબારશ્રી માટે બેઠક કરવામાં આવી હતી અને યુવરાજ શ્રી દોલતસિંહજીએ પોતાના હંમેશના સ્વભાવ મુજબ જ્ઞાતિબંધુઓ પ્રત્યેની અસાધારણ પ્રીતિને લીધે તેમની સાથે જ બેસવાનું જણાવવાથી તે નામદાર માટે અન્ય ભાઈઓની સાથે જ બેસવાની ગોઠવણ કરવામાં આવી હતી. પાછળના ભાગમાં કચેરી મંડળના અમલદારો, ભાયાત



વર્ગ અને ગામના અન્ય ગૃહસ્થો માટે જગ્યા નિર્માણ કરવામાં આવી હતી. જમણી તરફ વર્તમાનપત્રોના રિપોર્ટરો અને ડાબી તરફ ભાષણકર્તા માટે સગવડ કરવામાં આવી હતી. મંડપને બેઉ છેડે અને વચમાં તેમજ ના૦ દરબારશ્રીની બેઠક પાસે ફરતી જવા - આવવા જેટલી જ જગ્યા રહી હતી.

ત્રણ વાગ્યાથી જ્ઞાતિબંધુઓએ મંડપમાં હાજરી આપવી શરૂ કરી હતી અને દેસાઈ શ્રી નારૂભા સાહેબ, રા. ઝીણાભાઈ વગેરે મંડપમાં પધારતા બંધુઓનો સત્કાર કરતા ઊભા હતા. તેમજ મિ. ઉસ્માનભાઈ ફોજદાર પોતાની પોલીસ ટુકડી સાથે ફરજ અદા કરતા જોવામાં આવતા હતા. લગભગ સાડા ત્રણ વાગ્યા પહેલાં મંડપ ભરાઈ ગયો અને કામદાર સાહેબ મગનલાલભાઈએ ના૦ દરબારશ્રીને પધારવાની વિનંતી મોકલી. સ્ટાન્ડર્ડ ટાઈમ ૩-૪૧ મિનિટે ચોપદારનો અવાજ સંભળાતાં જ પોલીસપાર્ટિ હડેટ હોમ કરવા લાગી ગઈ અને તે નામદારો પધારતાં હથિયાર નમાવી માન આપ્યું તે પહેલાં તો આખો મંડપ ઊભો થઈ ગયો અને જૂજ સેકન્ડોમાં બાપા રામ રામ! ભાઈ રામ રામ! અને ખુશાલીના અવાજોથી ગાજી રહ્યો. ના૦ દરબારશ્રી અને તેમની પાછળ ના૦ યુવરાજશ્રી સિધાવ્યા હતા. ના૦ દરબારશ્રી પોતાના આસને બિરાજ્યા પછી ના૦ યુવરાજશ્રી અને સકળ મંડપે પોતપોતાની જગ્યા લીધી હતી.

શરૂઆતમાં સંગીતના સાજ સાથે બાળકોએ તથા ક૦ વિ૦ ના તંત્રીએ કુળદેવીની સ્તુતિ કરી નીચે મુજબ મંગળાચરણ કર્યું હતું.

**(રાગ – કલ્યાણ)**

**સાખી**

*જય જય ઉમિયા ઈશ્વરી, વિઘ્નો સહુ વિદારજે;*
*કૃતિ સફલ કર અમતણી, સ્તુતિ આ સ્વીકારજે.*
*સ્વાર્થ કે પરમાર્થ છે, અમ યત્નોમાં ભગવતી;*
*સાક્ષી છો તું હૃદયની, વ્યાપક જન - મન હે સતિ.*

**(કલ્યાણ. તાલ - ત્રિતાલ)**

*જય જનની ઉમા નમું વારંવાર.*
*ભવ ભવ ભંજન મંગલકારી*
*સેવક રંજન વિઘ્નહાર... જય૦*

*અખિલ બ્રહ્માંડે વ્યાપી ભવાનિ*
*શેષ લેશ ના પામે પાર... જય૦*
*સ્થાપી હિતચિત જ્ઞાતિ સહુને*
*વિનવું આકાર ઉતાર પાર... જય૦*
*કષ્ટ નષ્ટ કરી કર સુખ શાંતિ*
*અમર કામના પૂર્ણહાર... જય૦*

**– અમર**

જે પરિપૂર્ણ થતાં ના૦ દરબારશ્રીએ કામકાજની શરૂઆત કરી નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું.

### આવકાર અને પ્રવૃત્તિનું પ્રયોજન

જ્ઞાતિબંધુઓ! અમારા આમંત્રણને માન આપી આપ દૂર દૂર સ્થળેથી શ્રમ વેઠી, ખર્ચ કરી અત્રે પધાર્યા છો તેથી આપ સૌને અમારા પાટનગરમાં અંતઃકરણપૂર્વક આવકાર આપતાં મને ઘણો હર્ષ થાય છે. બંધુઓ! કોઈ પણ પ્રવૃત્તિ પ્રયોજન વિના હોતી નથી તો તમોને અત્રે બોલાવ્યા અને તમો શ્રમ વેઠી અત્રે આવ્યા તે પ્રવૃત્તિનું પ્રયોજન કેટલાક દરજ્જે અમારી આમંત્રણ પત્રિકા દ્વારા તમારી જાણમાં આવી ગયું હશે તોપણ વધારે સ્પષ્ટતાની ખાતર તેનું યથાર્થ સ્વરૂપ આપ આગળ ધરવું એ જરૂરનું છે એમ સમજી તેમ કરવા શરૂ કરું છું.

આપ સૌ જાણો છો કે આપણામાં એક વર્ગ કે જેને આપણે સુધારાવાળાના નામથી ઓળખીએ છીએ તે ઊભો થયો છે. તેમની માન્યતા એમ છે કે આપણી લગ્ન રૂઢિથી ઘણી હાનિઓ થાય છે. આ વર્ગની હિલચાલની અસરથી અને અમદાવાદમાં જે બે પક્ષ છે તેમની પક્ષાપક્ષીથી ગયા વિવાહ માટે કોઈ વખતે નહીં બનેલ એ પ્રમાણે બે લગ્ન તારીખો નીકળી આવી હતી. આથી જ્ઞાતિમાં કુસંપ અને છિન્નભિન્નતા ઉત્પન્ન થવાની ધાસ્તી લાગી હતી. વળી ના૦ શ્રીમંત ગાયકવાડ સરકારે ''બાળલગ્ન નિષેધક કાયદો'' કેટલીક મુદતથી પસાર કરેલો છે અને આપણી જ્ઞાતિનો ઘણો મોટો જથ્થો તે સરકારના મૂલકમાં વસે છે, વળી ઘણો ભાગ કાયદાકાનૂનોથી અજ્ઞાત છે, જેથી આપણા ભાઈઓ ઘણી મુશ્કેલીમાં મુકાશે એમ લાગેલું તે ઉપરથી જ્ઞાતિભાઈઓને ભેગા કર્યા હોય તો આ બાબતમાં કાંઈક રસ્તો કાઢી શકે જેથી જ્ઞાતિમાં કુસંપ અને છિન્નભિન્નતા થાય નહીં, તેમજ આપણા ભાઈઓ મુશ્કેલીમાં આવે નહીં. આવા વિચારથી બે વર્ષ ઉપર



આપ સૌને અમે અત્રે ભેગા કરેલા હતા પણ અફસોસની વાત છે કે :-

### જુના વિચારનાઓએ જ છુટક લગ્ન કરવાનો રસ્તો ખુલ્લો કર્યો છે

અમદાવાદના પક્ષોની ખટપટને લીધે જ્ઞાતિ રસ્તો કાઢવા શક્તિવાન થઈ શકી નહોતી અને ખરાબ પરિણામની જે આગાહી તે વખતે કરવામાં આવી હતી તે ખરી પડી છે. આપણા જૂના રિવાજ પ્રમાણે એક તારીખે તમામ લગ્ન થયાં નથી, ઘણાં લગ્નો નોખી નોખી તારીખોએ થયા છે તેમાં વધારે દિલગીરીનો બનાવ એ છે કે જૂની રૂઢિને મજબૂત રીતે વળગી રહેવા જેવો આગ્રહ કરતા હતા તેમાંના કેટલાકે પણ સગવડ આવી તે પ્રમાણે છૂટક છૂટક તારીખોએ કેટલાંક સ્થળોએ લગ્ન કરેલાં હતાં આથી છૂટક લગ્ન કરવાનો રસ્તો ખુલ્લો થયો છે. વળી ના. ગાયકવાડ સરકારનો બાળલગ્ન નિષેધક કાયદો તોડવા માટે આપણા સંખ્યાબંધ જ્ઞાતિભાઈઓ કોર્ટમાં ઘસડાઈ હજારો રૂપિયાના દંડને પાત્ર થયા છે.

આ પરિણામ અમદાવાદના આગેવાનોએ નજરોનજર જોયું છે, તેઓને જોકે અમુક જાતની સ્પર્ધાસ્પર્ધીમાં હિત રહેલું છે છતાં વહેવારકુશળ હોવાથી પોતાની ખટપટથી જ્ઞાતિના મોટા જથ્થાને હાનિ પહોંચે છે એમ સમજી શક્યા છે અને તેથી તેઓ પોતાને ગમે તેવો લાભ હોય તોપણ તેનો ભોગ આપી જ્ઞાતિ હિતને અનુકૂળ થવાના ઠરાવ ઉપર આવ્યા અને અત્રે આવી જ્ઞાતિ બોલાવવાને માગણી કરી ગયેલા તેથી તેમજ પાટડી વિરમગામના આગેવાનોને બોલાવી તેમની સાથે વાતચીત કર્યાંથી તથા જુદા જુદા પ્રસંગે અન્ય સ્થળોના ભાઈઓ સાથે જે વાતચીતો થયેલી તે ઉપરથી એમ ખાતરી થઈ કે સઘળા આગેવાનો એક જ વખતે એકઠા થવાથી હવે અવશ્ય રસ્તો નીકળશે તેથી અમોએ આપ સૌને આટલો શ્રમ વેઠી અત્રે પધારવા આમંત્રણ કર્યું છે અને તેને માન આપી આપ આટલી સંખ્યામાં હાજર થયા છો તેથી મારી પૂર્ણ ખાતરી થઈ ચૂકી છે કે આ વખતનો અમારો શ્રમ, અમારી મહેનત, અમારી ઈચ્છા નિષ્ફળ જશે નહીં અને તમારી મદદથી, તમારી સહાયથી, તમારી સલાહથી આપણે બન્ને પક્ષને અનુકૂળ કોઈ રસ્તો કાઢવા શક્તિવાન થઈશું.

### તમારે છોકરાને સંતોષવા એ પવિત્ર ફરજ છે - તેમાં જ હિત છે

ભાઈઓ! આગળ બતાવ્યું તે પ્રમાણે છૂટક લગ્નો થઈ ગયાં છે અને તેનો રસ્તો ખુલ્લો થયો છે તો તે રસ્તે ધીમે ધીમે સૌ કોઈ વળી જવા સંભવ રૂઢિના ચુસ્ત હિમાયતીઓ છીએ તેઓમાં પણ છોકરાં, એ રૂઢિ વિરુદ્ધ હશે,

ભાગ્યે જ કોઈ એવું ગામ હશે કે જેમાં જુની રૂઢિને વખોડનાર નહિ હોય, મતલબ કે જુવાન વર્ગ જે હાલ છે અને હવે પછી થશે તેમને જુની રૂઢિ પસંદ આવશે નહીં, કદાચ તમે જોર મારો તો તમારી હયાતી સુધી જૂની રૂઢિ ટગુમગુ ચલાવી શકો પણ પછી જુવાનિયાઓનો સમય આવશે એટલે તેઓ તેના કુચેકુચા ઉડાવી દેશે. હાલથી જ શરૂઆત થઈ ચૂકી છે તો પછી આપણું ડહાપણ તો ક્યારે ગણાય કે તેઓ જે વાંધા, હરકતો બતાવતા હોય તેનો શાન્તિથી વિચાર કરી નવેસરથી યોગ્ય બંધારણ બાંધી આપવું કે જૂની રૂઢિનો કેટલોક ભાગ કાયમ રહે. જો આમ આપણે નહીં કરીએ અને હબસી મૂંઠ પકડી રાખીએ તો નવા જમાનાનો પરિપૂર્ણ અમલ થતાં આપણી જૂની રૂઢિ જડમૂળથી નાબૂદ થઈ જશે. નવો જમાનો આવવાનો જ છે એમાં તો કાંઈ શક નથી જ તો પછી વિચાર કરો કે પકડી રાખવામાં ફાયદો છે કે સમયને અનુકૂળ થવામાં? ''સમય વર્તે તે સાવધાન'' એ આપણામાં સાધારણ કહેવત છે, જેથી હજુ જ્યાં સુધી આપણો કાબૂ છે ત્યાં સુધીમાં જમાનાને માન આપી સમયને અનુસરતો ફેરફાર કરી, અનુકૂળ-સારું બંધારણ બાંધી દેવાય તો આપણે સારી અગમચેતી વાપરી ગણાય. જ્ઞાતિમાં જેઓ આગેવાન છે તેમને માથે આ એક પવિત્ર ફરજ છે તે જો આપણે વખતસર અદા નહીં કરીએ તો પછી બાજી આપણા હાથમાં રહેશે નહીં. બે વર્ષ ઉપર અત્રે આપને ભેગા કરેલા તેની અને અત્યારની વચ્ચે જ ઘણો ફેર પડી ગયો છે તો જો આપણે એમને એમ ચાલવા દઈએ તો વખત શું નહીં કરે તે કહી શકાતું નથી. ફેરફાર જો કે વખતને અનુકૂળ અને જરૂરનો હોય છતાં તમામ એકમત થાય એવું તો કદી બનેજ નહીં. તદન ખુલ્લી બાબતમાં પણ એકમત થઈ શકતા નથી, આવા ઘણા દાખલા આપણે જોયેલા છે. દૃષ્ટાંત તરીકે ઑ. રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલભાઈએ પાણીના નળની યોજના કરી તે વખતે તેમના માથે કેવી પસ્તાલ પડી હતી અને તેમના તરફ કેટલો બધો તિરસ્કાર બતાવેલો તે આપણામાંના ઘણાખરા જાણતા હશે પણ હવે તે બહાદુર અને પરોપકારી પુરુષની અગમ દૃષ્ટીનું ફળ અમદાવાદ શહેર નજરે જુએ છે અને તેમને આશીર્વાદ આપે છે.

**ચાલતું ચલાવવામાં ફાયદો નથી - અંગત લાભોના ભોગ આપો**

હાલમાં જે નવિન શોધોના લાભ આપણે સૌ લઈએ છીએ તેના શોધકોને માથે પણ એવી જ સાઠમારી થઈ હતી, માટે ઘણા ભાગની ઈચ્છા નથી



એવી બીકથી આપણે આગેવાનો પાછા પડીએ એ વાજબી ન કહેવાય. તેમાં જ્ઞાતિનું હિત કરતા નથી, પણ એકંદરે અહિત કરીએ છીએ. ફેરફારથી કુળવાનોની પ્રતિષ્ઠા ઘટશે એમ કેટલાકો ઊંધું સમજાવે છે પણ તેનો ભય રાખવાને બિલકુલ કારણ નથી, તેને માટે જોઈએ તેટલા દાખલા મોજુદ છે. જે જ્ઞાતિઓમાં છૂટક લગ્નનો રિવાજ છે તેમાં પણ કુળવાનોનો દરજ્જો ઘટેલો નથી તો આ એક મનસ્વી ભય છે. કેટલાક તરફથી એમ ભય બતાવવામાં આવે છે કે ફેરફારથી સૌ ગરીબ-ગરબાને કન્યાઓ મળશે નહીં પણ આનો મુખ્ય આધાર તો કન્યાઓની છતઅછત ઉપર રહેલો છે. વિવાહની મુદત ટૂંકી હોય તો એક વિવાહે ન પરણાવે તો બીજા વિવાહે પરણાવે, કન્યાઓની સંખ્યા કાંઈ જતી રહેતી નથી. મરી જવાથી ઓછી થાય એમ માનો તો તે તો પરણ્યા પછી પણ બનવાનું છે અને પરણ્યા પછી એમ થાય તેમાં ઊલટું ખર્ચ માથે પડે છે. કન્યાઓ મળવામાં ચાલુ રિવાજથી ફાયદો માનતા હો તો પણ હવે ચાલુ રિવાજ કાયમ રહી શકશે કે કેમ તેનો વિચાર કરો. જો ના રહી શકે તેમ હોય તો ''સડ્યું ત્યાંથી વાઢી નાંખો' કે બાકીનું તો રહે! જે રસ્તો ખુલ્લો થયો છે તે રસ્તે લોકો ધીમે ધીમે વળી જવાના જ. તમારાં છોકરાંના વિચારો તમે જ જુઓને! કદાચ તમે ગામડામાં હાલ કાબૂ ધરાવી શકતા હશો તેથી હાલ છૂટક લગ્નો નહીં થયાં હોય પણ તેની અસર તો પહોંચ્યા વગર નહીં રહી હોય. જુઓ ફૂલના દડા કરવામાં આગળ કેટલી બધી નાનપ તમે સમજતા હતા અને ગયા વિવાહમાં તમારાં ગામોમાં કેટલાં બધાં ફૂલના દડા થયા, તેનો વિચાર કરો! તે શાથી થયું? જે રસ્તો ખુલ્લો થયો છે તે તરફનું તે પગલું જ સમજવું. આમ કરતાં કરતાં કન્યાઓ કુંવારી રાખવાનો રસ્તો થશે. એકે કર્યું, બેએ કર્યું એટલે ચાલશે. ચાલતું ચાલશે તો ઠીક એમ આપણે સૌ ઈચ્છીએ છીએ પણ તેમ હવે રહેવું નથી તો હવે ચાલે તો ચલાવો એમ બોલવામાં ફાયદો નથી. હજી જ્યાં સુધી આપણો કાબૂ છે ત્યાં સુધી સમયને અનુકૂળ બંધારણ બાંધી દઈશું તો કાંઈક રહેશે. જેટલો વખત વધારે ગુમાવશું તેટલું કોકડું વધારે ગૂચવાશે. બે વર્ષનું પરિણામ તમે જોયું છે તે ઉપરથી વિચાર કરો. આપને અત્રે ભેગા કરવામાં અમારે કોઈ અંગત સ્વાર્થ નથી. અમો નાતનાં કામોમાં ભાગ લેવાનું પસંદ કરતા નથી, પણ અમે જો લક્ષ નહીં આપીએ તો બધું તૂટીફૂટી જશે એમ લોકોનું વખતોવખત

કહેવું થતું હોવાથી તમારી ઈચ્છાને માન આપવા અમારે તમને તસ્દી આપવી પડી છે. હવે અમે અમારી ફરજ બજાવી લીધી છે. હવે તમારે જે વિચાર કરવો હોય તે કરો. તમારે જે વિચાર કરવો હોય તે છેવટના માટે કરી દ્યો કે પછી અમારે ઉપાધી ઓછી થાય, તમે નહીં કરો તો બીજું કોણ કરશે, એમ વખતોવખતનો લોકોપવાદ અમારે સાંભળવો પડે નહીં તથા આવી કડાકુટમાં અમારે પડવું પડે નહીં. અમારે એટલું તો કહેવું જોઈએ કે વિચાર કરો તે પૂર્ણ દીર્ઘદૃષ્ટિથી કરજો-ભવિષ્યનું પરિણામ જોવા મહેનત લેશો, ફક્ત ઉપર ટપકે જોઈ લેશો નહીં. આવી રીતે ભેગા થવાના પ્રસંગ વખતોવખત મળતા નથી માટે દીર્ઘદૃષ્ટિ વાપરી કેવળ પરમાર્થ બુદ્ધિ એટલે જ્ઞાતિની હિતદૃષ્ટિ જ આગળ રાખશો. અંગત લાગણીઓ દબાવી અને કેવળ અંગત લાભને જ્ઞાતિ હિતરૂપ યજ્ઞમાં હોમશો.

**પૈસાનાં ફંડો કરો, હલાવ્યા વગર દાઝે છે!**

ભાઈઓ! બીજી એક ખાસ બાબત આપના ધ્યાન ઉપર લાવવાની છે. આપણી ક.પા.ની વસ્તી આશરે આઠ લાખ માણસની છે, ઉમિયા માતા આવી સાગર જેવી જ્ઞાતિની કુળદેવી છતાં આવી મોટી જ્ઞાતિને ઘટે તેવી તે સંસ્થા માટેની ગોઠવણ નથી તે બહુ દિલગીરીભર્યું છે. આપણી જ્ઞાતિ માતાજી માટે પૈસા આપવા કંજૂસ છે એમ કાંઈ નથી કારણ કે આપણા ભાઈઓ, બીજા દેવ દેવસ્થાનો, બ્રાહ્મણ, સાધુ, ફકીર વગેરેને છૂટે હાથે દાન આપે છે તો આપણી કુળદેવી માટે પછાત રહે એમ બને જ નહીં, યોગ્ય હિલચાલના અભાવે જ આમ ચાલે છે, ''હલાવ્યા વિના દાઝે છે.'' આપણા જેવી બહોળા ક્ષેત્રમાં પથરાયેલી અને મહાન્ જ્ઞાતિમાં એવી હિલચાલ કરવાનું કામ ઘણું મુશ્કેલ છે, આખી જ્ઞાતિના પ્રતિનિધિ એક જગ્યાએ, એક સમયે એકઠા થવાનું ઘણું દુર્લભ છે. આજે સૌ ભેગા થયા છો તો આ બાબત કાંઈ વિચાર થયા તો સારુ. આની સાથે સાથે બીજી પણ એક અગત્યની બાબત ધ્યાન ઉપર લાવવાની છે. આપણે મુખ્ય ધંધો ખેતીનો છે, શાસ્ત્રોમાં ખેતીના ધંધાને શ્રેષ્ઠ ગણ્યો છે છતાં હાલ તેની અધોગતિ થઈ ગયેલી છે. જનસમૂહમાં ખેતીકારનો દરજ્જો ઊંચો છતાં હાલ નીચામાં ગણતરી થઈ ગઈ છે અને ઘણા બીજા ધંધામાં વળે છે. આપ જોશો તો અમેરિકા વગેરે દેશોએ, ખેતીને આપણા શાસ્ત્રોમાં કહ્યા મુજબ ઊંચી પંક્તિમાં લાવી મૂકી છે. ત્યાં ખેતીના ધંધામાં લોકો માન સમજે છે. ખેતીથી



લાખ્ખો-કરોડોની સમૃદ્ધિ મેળવે છે, તો પછી આપણે અહીં તેમ કેમ ના થઈ શકે? આપણી ભૂમિ તેમનાથી ઓછી વિશાળ છે? ના, તેમ પણ નથી, પણ અમેરિકાના લોકોએ જે રીતથી ખેતીને ઉત્તમ બનાવી તે રીતે આપણે પણ કામ લેવાની જરૂર છે. એ ઢબ પ્રમાણે આપણે કેળવાવું જોઈએ છીએ. આપણા લોકો બુદ્ધિમાં કાંઈ તેમનાથી જાય તેવા નથી. ખેતી બાબતનું ખાસ જ્ઞાન ફેલાવવું જોઈએ પણ આ એકત્ર સાહસ વિના થઈ શકે નહીં. વેપાર ઉદ્યોગોમાં પણ તે જ પ્રમાણે એકત્ર સાહસથી સારો વધારો થઈ શકે. આપ જોશો તો આપણા બંધુઓ, ''લેઉવા પાટીદારો'' કેળવણીમાં કેટલા બધા આગળ વધી ગયા છે? આપણી જ્ઞાતિમાંથી ઉત્તમ રત્નો ના નીકળે તેમ નથી. કેટલાક નીકળ્યા પણ છે. પણ જ્ઞાતિના પ્રમાણમાં નહીં જેવું છે. કેળવણીની મદદનાં સાધનો હોય તો ઘણો સારો વધારો થઈ શકે. આપણે અન્ય લોકોને હજારો - લાખ્ખો રૂપિયાનું દાન કરીએ છીએ. પણ આપણી જ્ઞાતિમાં નિરાધાર, અપંગ, અશક્ત વગેરેની તો કોઈ સંભાળ જ લેતા નથી, આ આપણા માટે ઓછી ખેદની વાત નથી. દરેક માણસનો પ્રથમ ધર્મ પોતાની જ્ઞાતિની ઉન્નતિ કરવામાં છે. આપણી જ્ઞાતિની ઉન્નતિની ઘણી યોજનાઓ થઈ શકે એમ છે. આપણે ધારીએ તો તે માટેનું ફંડ પણ એકઠું કરી શકીએ તેમ છીએ પરંતુ ફક્ત આગળ કહ્યું તેમ બહોળા ક્ષેત્રમાં પથરાયેલી અને વિશાળ જ્ઞાતિમાં હિલચાલ કરવાની અનુકૂળતાના અભાવે હજુ સુધી આપણે કાંઈ કરી શક્યા નથી. આજે આપણે બધા ભેગા થવાનો જોગ મળ્યો છે તો જ્ઞાતિ ઉન્નતિ અર્થના ફંડ માટેની પણ યોગ્ય ગોઠવણ કરવી જોઈએ.

ના૦ દરબારશ્રીનું ઉપર પ્રમાણે ભાષણ પૂરું થતાં મંડપના તમામ પુરુષોએ તાળીઓથી વધાવી લીધું હતું. તે નામદારે પોતાની જગ્યા લીધા પછી કામદાર સાહેબે જણાવ્યું કે, ''ચાલુ વિષય ઉપર જે જે ભાઈઓને બોલવું હોય તે દરેકે પોતાના નામ સાથે ચિઠ્ઠી મોકલવી અથવા તો ઊભા થઈને બોલવું પરંતુ ફક્ત આજનો જ દિવસ ભાષણ કરવા માટે છે જેથી પોતાના અભિપ્રાયો ટૂંકાણમાં અને થોડો વખત લઈ જણાવી દેવાની દરેક બંધુઓને વિનંતી કરવામાં આવે છે.'' આ ઉપરથી જે જે ભાઈઓને ચાલુ વિષય ઉપર બોલવાનું હતું તે દરેક પોતાનાં નામ લખાવાનું શરૂ કર્યું હતું. જે ખતમ થતાં ભાષણ કરવાની શરૂઆત થઈ હતી જેનો સાર નીચે પ્રમાણે છે :

**દેસાઈશ્રી રાયસિંહજીભાઈ, વિરમગામ.**

નામદાર દરબાર સાહેબ અને જ્ઞાતિબંધુઓ! આજે આ સ્થળે જ્ઞાતિ-બંધુઓને એકઠા થયેલા જોઈને, મને આનંદ થાય છે.

નામદાર દરબાર સાહેબે જે ભાષણ આપ્યું છે, તે યથાર્થ છે ને હું તે ભાષણને ટેકો આપું છું.

સર્વ ભાઈઓ એકસંપ થઈને, સમયને તથા દરબાર સાહેબની સલાહને અનુસરીને, સુધારો કરશો તેવું મારું માનવું છે.

હાલના સમયનો વિચાર કરીને, લગ્નના રિવાજમાં સુધારો કરવાની જરૂર છે, અને જો સુધારો કરવામાં આવશે તો, જ્ઞાતિ સમસ્તને ફાયદો થશે; અને સુધારા તરફ ધ્યાન નહિ આપવામાં આવશે તો, ઊલટાં લગ્ન છૂટા થઈ જશે, તેવો ભય રહે છે. જો તેમ થાય તો આપણી કોમને નુકસાન ઘણું થાય, તો તે નુકસાન ન થાય માટે, સમયને વિચારીને લગ્નની બાબતમાં, સર્વ ભાઈઓ સુધારો કરવામાં એકમત થશો તેવી મારી સલાહ છે.

કેળવણી બાબતનું ફંડ તથા ઉમિયાજી માતા સંબંધી ફંડ થવાની જરૂર છે.

**દેસાઈ લલ્લુભાઈ, પાટડી** (વૈદ લલ્લુબાપા)

આપણા ના૦ દરબાર સાહેબે જે જે કહ્યું છે તે દરેક મનન કરવા જેવું છે. પોતે જણાવ્યું છે તે પ્રમાણે ફેરફાર કરવાથી જ આપણો અભ્યુદય થશે. ના. દરબારશ્રીએ જે કારણ માટે તમને આમંત્રણ કર્યું છે અને તમારી ગામની જ્ઞાતિયે તેમને તેના પ્રતિનિધિરૂપ મોકલ્યા છે તે ફરજ અદા કરવી એ જ તમારું કર્તવ્ય છે. કન્યાને ૧૦ વર્ષથી અને પુરુષને ૨૪ વર્ષથી વીર્યની ઉત્પત્તિ થવા માંડે છે પરંતુ કન્યા ૧૩ થી ૧૬ વર્ષ સુધીની ઉંમરમાં જ સ્ત્રીપણામાં આવે છે. તે સમયે પહેલાં તેમને વ્યવહારમાં જોડી દેવામાં આવે તો તેઓ અશક્ત નબળાં પડી જાય છે અને તેમની પ્રજા નિર્બળ, રોગિષ્ઠ, ટૂંકા આયુષ્યવાળી ઉત્પન્ન થાય છે. નિયમિત આયુષ્ય ટૂંકું થતું જાય છે તેનું કારણ બાળલગ્ન છે. બાળલગ્નથી જે ખરાબી થાય છે તેનો વિચાર કરી ના. ગાયકવાડ સરકારે બાળલગ્ન અટકાવવાનો પ્રતિબંધ કર્યો છે. આપણા અજ્ઞાન ભાઈઓને તેથી સહન કરવું પડ્યું છે કારણ આપણામાં બાળલગ્નનો રિવાજ છે. આપણી વસ્તીનો મોટો ભાગ તે નામદારના મુલકમાં રહે છે તેમની સગવડ જોવી એ આપણી ફરજ છે.



આપણે વિદ્યામાં ઘણા પછાત છીએ, પરંતુ વિદ્યામાં જ દરેક પ્રજાનું ભૂષણ અને અભ્યુદય છે. વિદ્યાનો કટ્ટો શત્રુ બાળલગ્ન છે. મારી એ સૂચના છે કે વિદ્યા તરફ વિશેષ લક્ષ આપવું અને બાળલગ્ન નાબૂદ કરવાં. વળી કેળવણી માટે એક મોટું ફંડ એકઠું કરી આપણે બતાવી આપવું કે આપણામાં જાગ્રતિ આવી છે.

**શેઠ ચંદુભાઈ અમદાવાદ**

આપણી જ્ઞાતિ બહુ મોટી છે ને તે લાંબા વિસ્તારમાં વસેલી છે. તો બધાએ ભેગા થઈ વિચાર કરવાનું મુશ્કેલ છે. નામદાર દરબાર સાહેબ આપણા ઉપર બીરાજે છે તેથી જ આવી રીતે સર્વે ભાઈઓને ભેગા થવાનું બને છે. તો આ પ્રસંગે પોતે મોટો શ્રમ ઉઠાવી આપણા સર્વ ભાઈઓને જેના માટે તેડાવેલ છે તે હકીકત સવિસ્તારથી પોતાશ્રીના ભાષણમાં આવી જાય છે, એટલે તે વિષે હું આપ સર્વનો વિશેષ વખત નહિ રોકતાં એટલું જ કહેવાને રજા લઉં છું કે પોતે બતાવેલ તમામ હકીકતો ઉપર આપણા સર્વે ભાઈઓએ પૂરતું ધ્યાન આપવા ખાસ જરૂર છે, અને આ બાબતમાં આપણા સર્વને અનુકૂળ અને સગવડો થઈ પડે તેવો રસ્તો શોધી કાઢવા પોતાશ્રીને અરજ કરવા હું સર્વે ભાઈઓને વિનંતી કરું છું. જો આ પ્રમાણે આપણે રસ્તો કાઢીએ તો જ પોતે ઉઠાવેલ શ્રમ અને ખર્ચ સફળ થાય, અને આપણે આપણી ફરજ અદા કરી ગણાય. આપણે ચેતીને જો બંધારણ નહિ બાંધીએ અને સમયને સમયનું કામ કરવા દઈશું તો છિન્નભિન્નતા થઈ જશે એવી જે અગમચેતી પોતે બતાવી છે, તે ઘણી જ કિંમતી અને દીર્ઘદૃષ્ટીવાળી છે; તો તે ઉપર આપણે ખાસ લક્ષ આપવાની જરૂર છે.

**શેઠ જીવણભાઈ સીતવાલા** સુરત

આપણે જે કરવાનું છે તે ના. દરબાર સાહેબના ભાષણથી જણાઈ આવે છે માટે આપણે દરેક બધાને અનુકૂળ થાય, સગવડ થાય તેવો નવો રસ્તો કહાડવાની તે નામદારને વિનંતી કરવી.

**શેઠ કેશવલાલ** (લશ્કરીવાળાના જમાઈ)

અમદાવાદવાળા શેઠ ચંદુભાઈએ કહ્યું તેને હું ટેકો આપું છું. વિશેષ એટલું કહું છું કે બાળલગ્નના રિવાજથી છોકરાઓના અભ્યાસમાં ઘણી અડચણ આવે

છે તે વિષે પુખ્ત વિચાર કરી લગ્નના રિવાજમાં ફેરફાર કરવો જોઈએ. આવા લગ્નના રિવાજથી કજોડાં થાય છે અને આપણે યોગ્યાયોગ્યતાનો કાંઈ વિચાર કરતા નથી; બજારમાંથી ટોપી ખરીદવાના જેટલો પણ કન્યા કે વર ખરીદવામાં વિચાર કરતા નથી. આ પદ્ધતિમાં ખાસ ફેરફાર કરવાની જરૂર છે. ના. દરબાર સાહેબ જે સલાહ આપે, હુકમ કરે તે મુજબ એકમત થઈ કાર્ય કરશો.

**ડૉ. સાહેબ પિતામ્બરદાસ**

આપણી જ્ઞાતિ દુઃખી છે અને તે દુઃખનો વિચાર કરવા માટે આપણે અત્રે આવ્યા છીએ. આપણી જ્ઞાતિમાં બાળહત્યા થાય છે એવી આજથી ૭૦ વર્ષ ઉપર મે. ફોસેટ સાહેબને કોઈએ ખબર આપવાથી પોતે દિલગીર થયા અને તેની તપાસ કરી. દરેક ગામની વસ્તી ગણતાં સ્ત્રીઓની સંખ્યા ઓછી જણાઈ. પોતાની તપાસમાં એવું જણાઈ આવ્યું કે ખર્ચના કારણને લઈને અને સાધનોના અભાવે પાટીદારો કન્યાને દૂધપીતી કરે છે. શેઠ બેચરદાસની મદદથી તેમણે ના. સરકાર પાસે તે માટે કાયદો કરાવ્યો. તે વખતે પણ લગ્નની રૂઢિનું જ કારણ અનુકૂળ વખતે પરણાવી શકાય તેવું નહોતું. કેટલાક કુંવારી રહે તો આબરૂ જવાના ભયથી મારી નાંખતા. જે વખતે ૯-૧૧ વર્ષે લગ્ન કહાડેલાં ત્યારે લાભ હશે. કારણ હશે, એકબીજાના દેશમાં જવા - આવવાનાં સાધનો નહોતાં, પરંતુ જમાનાને લઈને સર્વ વસ્તુસ્થિતિ બદલાઈ છે. આપણી લગ્ન રૂઢિમાં મહાન્ દુઃખ છે અને તે ના. દરબાર સાહેબ પાસે લોકોએ મૂકયું. સુધારો કરવાની જરૂર છે અને તેમ કરવાની દરેકનામાં શક્તિ છે. બ્રાહ્મણ, વાણિયા, રજપૂત વગેરે દરેકમાં છૂટાં જ લગ્ન થાય છે અને તે આપણા કરતાં સારા અને સુખી છે. જેઓ સારા છે તેઓ સારા જ રહેશે. છૂટાં લગ્નો કરવાથી કન્યાઓ જતી નહીં રહે, દરેકને મળશે. દરેક કુટુંબમાં ઘણી કન્યાઓ દુઃખો ભોગવે છે તેનું કારણ લગ્નની રૂઢિ છે. તેમનાં દુઃખો ટાળવાં એ આપણી ફરજ છે અને તે જ માટે આપણે એકઠા થયા છીએ. આવો કઢંગો રિવાજ નાબૂદ કરો, જમાનાને અનુસરતો ફેરફાર કરો, કોઈને બાદ ન આવે, ગાયકવાડી પ્રજા દંડાય નહીં તેવા નિર્ણય ઉપર આવી લગ્નરૂઢિ ઉત્તમ કરી મૂકો કે ફરીથી તૂટે નહીં. પાંચ વર્ષ પછી આ રૂઢિ પૂરેપૂરી તૂટી જશે અને ત્યાર પછી આપણી કોમ સુખી થશે. તમારાં બાળકોનાં સુખદુઃખ માટે હું ફરીથી કહું છું કે તમારી પોતાની જ બુદ્ધિથી વિચાર કરો અને તેઓ સુખી થાય તેમ કરો.



**પા. જીવણલાલ અમૃતલાલ અમદાવાદ (આઠીઆ)**

મારા પહેલાંના જે જે બોલી ગયા તે આપના જાણવામાં આવ્યું છે. આજની મિટીંગ લગ્નમાં ફેરફાર કરવાના જ વિષય ઉપર ચાલી છે. ફેરફાર કરવો એ ઘણા મહત્ત્વની વાત છે. આપણાં લગ્નથી ફાયદો મળ્યો છે. કોઈએ ઉમિયાની પ્રતિષ્ઠા તોડવી નહીં. રૂઢિમાં ફેરફાર કરવાની બધા ચર્ચા કરે છે પણ લગ્ન ખોટાં છે તેવું કહેવામાં આવતું નથી. માટે લગ્ન કાયમ રાખવાની હું આશા રાખું છું. દરબારશ્રી તરફથી પણ બે વર્ષ પર અત્રે જ્ઞાતિ મળી ત્યારે પડવેનાં જૂનાં લગ્નનો ઠરાવ થયો છે. સુધારાવાળા કહે છે તે તો પોથીમાંનાં રેંગણાં છે. આપણે તો રેંગણાં જ ખાવાનો પ્રયત્ન કરવો. વિચાર કર્યા સિવાય જે હિલચાલ કરીશું તેમાં પસ્તાવું પડશે માટે લગ્નમાં ફેરફાર કરવો નહીં.

**પા. ચીમનલાલ મોતીલાલ અમદાવાદ**

(આ ગ્રહસ્થનું નામ બોલાયું પરંતુ તે નહીં બોલવાથી કાંઈ જાણવા જેવું નથી. અમદાવાદની જ્ઞાતિમાં લગ્નના ટીલાનો હક્ક ધરાવનાર પટેલ.)

**પા. હઉસાભાઈ દામોદરદાસ અમદાવાદ**

જીવનલાલે કહ્યું તેને ટેકો આપું છું. સુધારો એવો કરો કે પાંચ વર્ષની કન્યા અને દશ વર્ષનો વર. આ બાબત દરેક વિચાર કરશો.

**પા. ડાહ્યાભાઈ મૂળચંદ અમદાવાદ (ટીલાવાળા)**

હું જ્ઞાતિની ઘણા વખતથી સેવા કરું છું અને સેવા કરું તેવો માણસ છું. સુધારાવાળાઓ અને બધા અમદાવાદની નાતને સુખી ન થવા દેવી તેવો વિચાર લઈ બેઠા છે. આપણામાં બાળલગ્ન છે તેનો તો વિચાર કરવો જોઈએ. આગળના પુરુષો દરબાર સાહેબ કરતાં ડાહ્યા હતા. બધા લોકો બાપદાદાના હક્કને ડુબાડવા બેઠા છે તેમને ધિક્કાર છે. લગ્નનો રિવાજ તોડી નાંખવાથી આખી જ્ઞાતિ બગડી જશે અને તૂટી જશે તો તંદુરસ્તી બોડી (Body) મજબૂતી રહેતી નથી. આ સઘળાઓએ દરબાર સાહેબને તસ્દી આપી તેથી અફસોસી થઈ છે. આ બધું કોટ પાટલૂનવાળાઓનું કામ છે અને તેમને ધિક્કાર છે. નાતના વહીવટની મને ખબર નથી અને મેં પણ કર્યો નથી પણ મારા બાપદાદા કરે છે. કન્યાનાં લગ્ન નહીં થવાથી નાતરાંમાં જ કન્યાઓ જવાની છે. કહેવાનું એટલું જ છે કે પોતે બોલીને પાળતા નથી. એક ઉપર બીજી કન્યા અટકાવવાની તો શક્તિ

નથી. જેઓ લગ્ન તોડી નાખે છે, તેમને શરમ છે, લગ્ન ન થઈ શકે તો કન્યાને નાતરામાં દેવી. બંગાળામાં કુળવાનોને ૧૨ (બાર) કન્યાઓ પરણે છે. છોકરાંને પાંચ-સાત વર્ષે પરણાવવા આ બધું આગેવાનોના હક્ક ડુબાડવાનું છે અને હક્ક ડુબાવવા તે શરમ છે. તેમને ધિક્કાર છે. આ બધા સમાધાન કરવાનું કહે છે પણ સમાધાન કરવાનું શું છે? દરબાર સાહેબ પાસે આવવાની શું જરૂર છે?

## પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ, અમદાવાદ

જમાનાનું કારણ રાજર્ષિ બને છે તે જોઈ મને આનંદ થાય છે. જેઓ જમાનાને અનુસરીને ચાલે છે તેઓ-નાના માણસો મહાત્મા થવાને લાયક છે, નેપોલિયન જેવા મહાત્મા દુનિયાને આગળ દોરવાના પ્રયત્ન કરી ફત્તેહ પામ્યા છે. તેણે પોતે નવો જમાનો તૈયાર કર્યો હતો. શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે જમાનો રાજાને પેદા કરતો નથી, પરંતુ રાજા જમાનાને પેદા કરે છે. પરમાત્માએ આપણા દરબારશ્રીને આ સ્થિતિમાંથી ઉત્તમ સ્થિતિમાં આપણને લઈ જવા પ્રેર્યા છે તેમાં આપણે મદદ આપીએ અને હજ્જારો બાળાઓના આશીર્વાદ તેમને મળે તેવી હું આશા રાખું છું. એક દીવામાંથી જેમ બીજા દીવાઓ થાય છે તે પ્રમાણે રાજાઓ થાય છે. અજ મહારાજા પણ તે પ્રમાણે થયા હતા અને આપણા દરબારશ્રી પણ જોરાવરસિંહજીના કુટુંબમાં કોઈ રીતે ઊતરતા નથી. હું સાબિત કરી આપીશ કે તે આગળ વધેલા છે. પ્રથમ દરબારશ્રીએ (જોરાવરસિંહજીએ) મોટું ખર્ચ કરી જ્ઞાતિને બોલાવી હતી અને આપણને સુખ ઉત્પન્ન થાય માટે ધારા ઘડ્યા હતા, પરંતુ અફીણ ખાધું હોય તે ઊલટી કરીને કઢાવ્યા સિવાય બીજી દવાઓ આપવાથી માણસ જીવતું નથી તેમ પિતાશ્રીએ ધારા ઘડ્યા પરંતુ ઝેર કહાડ્યું નહોતું તેથી ધારાઓ માન્ય થયા નહીં. આ પ્રસંગે ના. સૂર્યમલસિંહજી પોતાના પિતાનું અનુકરણ કરવા લાગ્યા છે અને કુધારાઓ કહાડી નાંખવાની પોતે ખાએશ બતાવી છે. ઉદ્દેશ બાળલગ્ન કહાડી નાંખવાનો છે.

મારી પહેલાંના વક્તા (જીવણલાલ) ૧૯૦૯ના જૂનની ૧૦મીએ મને બાળલગ્ન વિરુદ્ધ ભાષણ કરવાની વિનંતી કરી લઈ ગયા હતા. આજે તે આંધળા થઈ બાળલગ્ન કરવાની વિનંતી કરે છે. તે પોતે કોણ છે તેનો હું ખ્યાલ કરી શકતો નથી. તે પછીના વક્તાઓ પાંચ-સાત વર્ષનાં છોકરાં પરણાવવાનું કહ્યું છે તે ગૃહસ્થ કોઈ શાસ્ત્રથી બતાવશે? ૧૬ વર્ષ પહેલાંનું લગ્ન શાસ્ત્રવિરુદ્ધ



છે. પાંચ વર્ષની કન્યાનું પણ શાસ્ત્ર વિરુદ્ધ છે. આપણે દુઃખી છીએ તેનું કારણ આપણે ધર્મ પાળતા નથી, આપણને શંકર પિતાએ ચાર વેદ આપ્યા છે. તેમાં ૧૬-૨૫ની ઉંમર પહેલાંનું લગ્ન જડતું નથી. વેદભગવાન અને પટ્ટરાણી ઉમાનાં વચનો જ કહે છે કે પતિને પ્રાપ્ત કરનારી યુવતીઓ ઇચ્છા રાખીને બ્રહ્મચારી સાથે જોડાય છે. વેદમાં ૨૦ વર્ષની કન્યા અને ૪૦ વર્ષના પુરુષ માટે આજ્ઞા છે તે પછી ૧૬-૨૫ વર્ષોની પ્રણાલિકા શરૂ થઈ પરંતુ ૧૬-૨૫ વર્ષ પહેલાં સ્ત્રી-પુરુષને વીર્ય ઉત્પન્ન થતું નથી. જૂની રૂઢિવાળાઓનું કહેવું માનવું કે આપણે તે શાસ્ત્રો માનવાં? આપણે તે ભગવાનને માનવા કે પોતાના સ્વાર્થની ખાતર આપણને ઘસડી જતા પુરુષોના વચન પ્રમાણે ચાલવું? આપણને જે દુઃખ છે તેનું કારણ નાની ઉંમરથી બાળાઓને પરણાવવાનું છે. મારી પોતાની બહેનનો મને સંપૂર્ણ અનુભવ છે. તેના દુઃખનો ચિતાર હંમેશાં મારી સમક્ષ ખડો થાય છે. સરકારનો કે મ્યુનિસિપાલિટીના બિલનો કર જે આવે તે થોડા વખત માટે આપણે પાછો ઠેલી શકીએ પરંતુ મારી બેનના સાસરા તરફથી મારે જે ઉત્તરાયણ, દિવાળી વગેરે ટાંણાઓમાં કર ભરવાના આવતા તે તો એ જ પળે ચુકાવી દેવા પડતા. કરિયાવરો ભરીભરીને કેડો ભાગી જાય છે. બે વર્ષની કન્યા પરણાવ્યા પછી તેની પાછળ ૧૨ વર્ષ સુધી કર ભરવો પડે છે. પછી સાસરે વળાવવા લાયક થાય કે રૂ. ૧૫૧ આપવા પડે છે. આ પ્રમાણે ઓછા બે હજાર રૂપિયા એક કન્યા પાછળ ચાંલ્લા વગેરે ખર્ચના થાય છે તોપણ જો કન્યાના વાંકનું કોઈ સાધારણ બહાનું હાથમાં આવ્યું કે કહાડી મૂકે છે. વળી બીજા લેણદારોના કરિયાવરો ઊભા થાય છે. આ બધાંનું કારણ એ છે કે આપણે જરૂર વગર પંજામાં સપડાઈએ છીએ. બાળલગ્નનું ઝેર છે તે તમને ફૂટતું નથી. તમારે તો વેરા જ ભરવા પડે છે પણ તે ઝેર આપણી દીકરીઓને ફૂટી નીકળે છે. હું અત્રે કહેવાને દિલગીર છું છતાં કહેવું પડે છે કે મારા એક મિત્ર બાળલગ્ન કરીને પસ્તાયા છે. પરણ્યા બાદ એક દિવસ પછી ઘરાણું ઉતારી લીધું છે અને તે કન્યા બાપના ઘેર સડે છે. આ પરિણામ આપણાં શાસ્ત્ર વિરુદ્ધ લગ્નો અને બાપના કૂવાનું ખારું પાણી હોય તો તે પણ પીવું એવા દુરાગ્રહનું છે. તમને જે જે દુઃખ પડ્યું હોય તેનો વિચાર કરી તમે સુધારો કરવા તૈયાર થાઓ, ત્યારે જ તમારી દીકરીઓ સુખી થશે. બાળલગ્ન કરવાથી જ કન્યાઓની અછત થાય છે. કેટલાંક છોકરાનાં માબાપો કન્યા નહીં મળવાથી છોડીના બાપને પૈસા આપી

